# રાષ્ટ્રીય વાંચનમાળા

( મહાત્મા ગાંધીજીના લેખોમાંથી ઉદ્ધૃત )

પ્રકાશક,

નગીનદાસ અમુલખરાય.

# રાષ્ટ્રીય વાંચનમાળા.

(મહાત્મા ગાંધીજીના લેખોમાંથી ઉદ્ધૃત)

પ્રકાશક,

નગીનદાસ અમુલખરાય.

૩૦, હનુમાન બિલ્ડિંગ, હોમજી સ્ટ્રીટ,

સફેદ, કોટ,—મુંબાઈ.

---

જુન, ૧૯૨૨=જેઠ, ૧૯૭૮.

---

મૂલ્ય=ચાર આના.

૧. લોકજાગૃતિ માત્ર રાજ્યદ્વારી પ્રવૃત્તિ દ્વારાજ થઈ શકે એ તો સૌએ જોયેલું છે.

૨. રાજ્યદ્વારી પ્રવૃત્તિ જ્યાં સુધી તેમાં ધર્મવૃત્તિ દાખલ ન થાય ત્યાં સુધી શુષ્ક રહે.

૩. રાજ્યદ્વારી પ્રવૃત્તિને જો ધર્મનું સ્વરૂપ અપાય તો તે પ્રવૃત્તિ મોક્ષ માર્ગ દર્શાવનારી થઇ પડે.

૪. આ જમાનામાં રાજ્યદ્વારી સંન્યાસી જ સંન્યાસને દીપાવી શકવાના છે.

૫. શુદ્ધ ધર્મ માર્ગે જનારો કોઇ પણ ભારતવાસી રાજ્ય પ્રકરણી કાર્યોમાં ભાગ લીધા વિના ભાગ્યેજ રહી શકે.

એટલે બીજા રૂપમાં કહેતાં શુદ્ધ ધર્મમાર્ગી લોકસેવાનો અંગીકાર કર્યા વિના રહીજ શકતો નથી, અને રાજ્યતંત્રની જાળમાં આપણે બધા એટલે બધે દરજ્જે ગુંચવાયલા છીએ કે રાજ્યતંત્રમાં પડયા વિના લોકસેવા સંભવિત નથી.

"મહાત્મા ગાંધી."

પરતંત્ર રાષ્ટ્રે સ્વતંત્રતા સ્થાપવા માટે પોતાના સંતાનોને બાળપણથી એવી શિક્ષા અને દીક્ષા આપવી જોઇએ કે, જેના પરિણામે તેઓ દેશને માટે પોતાનું સર્વસ્વ હોમવા તૈયાર બની શકે. આવા સંતાનો ઉત્પન્ન કરવા અર્થેજ રાષ્ટ્રીય શિક્ષણની અગત્ય સ્વીકારવામાં આવી છે.

ભારતે ધર્મગ્લાનિના સમયમાં પરમ પુરૂષો ઉત્પન્ન કરવાની અવિચલ કીર્તિ સંપાદન કરેલી છે. ભારતનો આ ધર્મગ્લાનિનો સમય છે. આ સમયે મહાત્મા ગાંધીજીને ભારતે ઉત્પન્ન કરી પોતાની પ્રાચીન કીર્ત્તિ કાયમ કરી છે. મહાત્મા ગાંધીજી એ એક એવી સજીવન મૂર્તિ છે કે, જે મનુષ્યજાતિને, પરને માટે પોતે દુઃખી થવું, દેશને માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરવું અને ધર્મને માટે મરી ફીટવું એ પ્રત્યક્ષ રીતિએ શીખવે છે. આવા અનુકરણીય પુરૂષના વિચારોજ ભારતને સ્વતંત્રતાને માર્ગે જવા માટે તેના સંતાનોને પ્રેરી શકે.

મહાત્મા ગાંધીજીના વિચારોથી ભારતના સંતાનો બાળપણથી જેવા તૈયાર થઈ શકે તેવા બીજા કોઇના વિચારોથી તૈયાર ન થઇ શકે એવું અનુભવી, તેઓશ્રીના વિચારોમાંથી આ પાઠમાળા ગોઠવી કાઢી છે. અમારી આશા છે કે, આ પાઠમાળા ભારતની રાષ્ટ્રીય વાંચનમાળાની શ્રેણી કેવા પ્રકારની લખાવી જોઇએ તેના નમૂનારૂપ થઇ પડશે.

વિદ્યાર્થીઓ અને સામાન્ય વાંચકવર્ગ બન્નેને એક સરખી ઉપયોગી થઈ પડે એવી ધારણાથી આ પાઠમાળાની ગોઠવણ કરવામાં આવી છે, અને સર્વ ધર્મોની પ્રવેશપોથી તરીકે આ પુસ્તક વંચાવુંજ જોઇએ એવો જો જાહેરઅભિપ્રાય થશે, તો અમારો શ્રમ ફળિભૂત થયો અમને લાગશે.

પાઠનો અનુક્રમ, પાઠોની શરૂઆતની આગળ, અને અઘરા શબ્દોના અર્થ તથા શુદ્ધિપત્રક, પાછળ આપ્યાં છે. રાષ્ટ્રીય ભાવનાના પોષણ અર્થે હિંદના બાર મહાન નેતાઓનાં આકર્ષક ચિત્રો બેવડા રંગમાં આપ્યાં છે. આ માળામાં અમારી રહેલી અનેક ખામીઓ સુચવવાનું સર્વ વાંચકોને આમંત્રણ છે, જેથી બીજી આવૃત્તિ આ કરતાં વધારે, પ્રજાની સેવા બજાવે.

---

# અનુક્રમ.

| ચિત્રોની વિગત. | પાનું. |
| --- | --- |



મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી

A 2840 — Lakshmi Art, Bombay, 8



ગાંધીજીનાં ધર્મપત્ની શ્રીમતી કસ્તુરબા

# રાષ્ટ્રીય વાંચનમાળા.

—:o:—

## पाठ १ लो. महात्माजीनो अदालतमां एकरार.
### भाग १ लो.

"હિંદુસ્થાન પ્રત્યે તેમજ જે વિલાયતની પ્રજાને સંતોષવા ખાતર, મુખ્યત્વે કરીને, આ મુકદ્દમો માંડવામાં આવ્યો છે તે પ્રજાની પ્રત્યે રહેલો મારો ધર્મ વિચારતાં, મને લાગે છે કે, એક ચુસ્ત રાજનિષ્ઠ અને સહકારી શહેરી મટીને, આજે હું એક કટ્ટો રાજદ્રોહી અને અસહકારી શા સારૂ બન્યો છું, એનો ખુલાસો આપવાને હું બંધાએલો છું. ઉપરાંત અદાલતને પણ, હિંદુસ્થાનમાં કાયદાથી સ્થપાએલી સરકાર સામે અપ્રીતિ ફેલાવવાના આરોપને, હું શા કારણે સ્વીકારી લઉં છું, એ મારે જણાવવું જોઇએ.

૨ મારા જાહેરજીવનની શરૂઆત સને ૧૮૯૩ માં દક્ષિણ આફ્રિકામાં વિષમ સંજોગો વચ્ચે થઈ. એ દેશમાં અંગ્રેજી સત્તા જોડેનો મારો પહેલવહેલો સમાગમ ઝાઝો સુખદાયી ન કહેવાય. મને માલમ પડયું કે માણુસ તરીકે અને એક હિંદી તરીકે મને

*તા. ૧૮ મી માર્ચ ૧૯૨૨ ના રોજે મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીએ પોતે, અમદાવાદ, શાહીબાગ આગળ અદાલતમાં રજુ કરેલ એકરાર.

મૂળ અંગ્રેજી ઉપરથી.

કશાજ હક્ક નહોતા; ઉલટું મેં જોયું કે હું હિંદુસ્થાની હતો, એટલાજ કારણસર માણસ તરીકેના પણ મારા હક્કો માર્યા જતા હતા.

૩. પણ આથી હું હાર્યો નહિ. હિંદીઓ પ્રત્યે ચલાવવામાં આવતું દુર્વર્તન એ એક મોટે ભાગે સારા એવા, રાજતંત્ર ઉપર વળેલો બ્હારનો મેલ છે, મૂળ હાડે તો તંત્ર સારૂં છે, એમ મેં મારા મનને મનાવ્યું, અને જ્યાં મને એ સરકારના દોષ જણાયા ત્યાં તે સારૂ, તેને વખતોવખત વખોડવા છતાં, તેનો નાશ કદિ પણ ન ઇચ્છતાં, એ સરકાર જોડે હું સ્વેચ્છાપૂર્વક અને સાચા દિલથી સહકાર કરતો રહ્યો.

૪. આથી સને ૧૮૯૯ માં બોઅરયુદ્ધવેળાયે જ્યારે એ સલ્તનતની હસ્તી જોખમમાં આવી પડી ત્યારે મેં તેને મારી સેવા અર્પણ કરી. મેં જખમીઓની માવજત કરનારી સ્વયંસેવકોની ટુકડી ઉભી કરી, અને લેડીસ્મીથના બચાવને સારૂ થયેલી સંખ્યાબંધ લડાઇઓ દરમ્યાન મારાથી બનતું કર્યું. તેજ પ્રમાણે સને ૧૯૦૬ માં ઝુલુ બળવા દરમ્યાન પણ, મેં જખમીઓને ઉઠાવનારા ડોળીવાળાઓની એક ટુકડી ઉભી કરેલી, અને 'બળવો' શમતા સુધી સેવા બજાવેલી. આ બન્ને પ્રસંગે મારી સેવાઓને માટે મને ચાંદ મળેલા અને સરકારી ખરીતાઓમાં મારા કામની ખાસ નોંધ લેવાએલી. દક્ષિણ આફ્રિકામાંના મારા કામની કદરમાં લૉર્ડ હાર્ડિંજ તરફથી મને "કૈસરેહિંદ" સુવર્ણપદક મળેલો.

૫. સને ૧૯૧૪ માં જ્યારે ઇંગ્લંડ અને જર્મની વચ્ચે લડાઇ જાગી ત્યારે મેં લંડનમાં તે વખતે વસતા હિંદીઓની–મુખ્યત્વે વિદ્યાર્થીઓની–એક 'એમ્બ્યુલન્સ' ટુકડી ઉભી કરેલી. આ ટુકડીએ કીમતી સેવા બજાવ્યાની ત્યારના અમલદારોની કબૂલાતો છે. અને છેલ્લે હિંદમાં જ્યારે ૧૯૧૭ ની સાલમાં દિલ્હીમાં મળેલી યુદ્ધપરિષદમાં લૉર્ડ ચેમ્સફર્ડે લશ્કરભરતીને સારૂ આગ્રહભરી અરજ

ફરી ત્યારેસુદાં મારી તબીયત સામું પણ ન જોતાં, ખેડા જીલ્લામાં લશ્કરભરતીને સારૂ હું મચ્યો, જો કે મારા પ્રયત્નને ફળ આવવા માંડયું એટલામાં લડાઇ બંધ થઈ અને વધુ રંગરૂટોની જરૂર ન રહ્યા બાબતના હુકમો નીકળ્યા. આ બધા સેવાના પ્રયત્નો દરમ્યાન હું એજ આશાની હુંફે જીવતો હતો કે, આવી સેવાઓ બજાવીને મારા દેશબંધુઓને સારૂ સલ્તનતમાં સંપૂર્ણ સમાનતાનો દરજ્જો મેળવી શકાશે.

## पाठ २ जो महात्माजीनो अदालतमां एकरार.

### भाग २ जो.

એ મારી આશા પર પહેલવહેલો ફટકો 'રૉલેટ ઍક્ટ'ના રૂપમાં પડયો. એ કાયદા સામે મારે કડવી ઝુંબેશ ચલાવવી પડી. ત્યારબાદ પંજાબનો કાંડ શરૂ થયો, જેનો આરંભ જલિયાંવાલાની કતલથી થયો અને અવધિ, પેટે ચલાવવાના હુકમોમાં, જાહેર રસ્તાઓપર ફટકાઓ મારવામાં અને એવાંજ બીજાં અકથનીય અપમાનભર્યાં કૃત્યોમાં થઇ.

૨. મેં એ પણ જોયું કે, તુર્કી તેમજ ઈસ્લામનાં પવિત્ર સ્થળો પર હાથ ન નાંખવાના સંબંધમાં હિંદી મુસલમાનોને વડા પ્રધાને આપેલો કોલ પળાવાનો ઝાઝો સંભવ ન હતો, પણ એ બધાં લક્ષણ દેખાતાં છતાં અને મિત્રોએ પણ મને ગંભીર ચેતવણીઓ આપ્યાં છતાં, અમૃતસરમહાસભા વખતે સરકાર જોડે સહકારની તેમજ મૉન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારા સ્વીકારવાની તરફેણમાં હું ઝુઝયો, એવી આશાએ કે, વડા પ્રધાન હિંદી મુસલમાનોને આપેલો પોતાનો કોલ આખરે પાળશે, પંજાબનો જખમ રૂઝવવામાં આવશે અને સુધારા જો કે અધૂરા અને અસંતોષકારક હતા છતાં, તે હિંદના જીવનમાં એક નવા અને આશાદાયી યુગના સૂચક નીવડશે.

૩. પણ મારી આશાઓ બધી ધૂળ મળી. ખિલાફતને લગતો કોલ પાળવાનો મોખ નહોતો. પંજાબના કાંડ પર સફેદો ફેરવવામાં આવ્યો અને ગુન્હેગારોને શિક્ષા કરવાનું તો કોરે રહ્યું, પણ ઉલટા તેઓ પોતાની નોકરીઓ પર કાયમ રહ્યા અગર તો તેમના પેન્શનો હિંદી ખજાનામાંથી અપાવાં ચાલુ રહ્યાં અને વળી કેટલાક દાખલાઓમાં તો તેમને ઉલટા ઈનામઅકરામો એનાયત કરવામાં આવ્યાં. મેં એ પણ જોયું કે, સુધારાઓથી જે દિલના પલટાની આશા બાંધવામાં આવી હતી તેવો કશોએ પલટો ન થતાં માત્ર હિંદુસ્થાનનું ધન વધુ ચૂસવાની અને માત્ર તેની ગુલામીને લંબાવવાનીજ તે એક નવી તદબીર હતી.

૪. અફસોસપૂર્વક હું એ નિર્ણય ઉપર આવ્યો કે બ્રિટિશ હકુમતે રાજદ્વારી તેમજ આર્થિક બન્ને દૃષ્ટિએ હિંદને તે અગાઉ કદિ નહોતું તેટલું લાચાર જ કરી મેલ્યું છે. નિઃશસ્ત્ર હિંદ આજે કોઈપણ હુમલાખોર સામે શસ્ત્રની લડાઈમાં ઉતરવા માંગે તો તેમ કરવાની આજે કશી જ તાકાત તેનામાં નથી, અને આ સ્થિતિ એટલી તો હદ સુધી વ્યાપેલી છે કે અમારા કેટલાક સારામાં સારા માણસો પણ આજે એવું માને છે કે હિંદે સંસ્થાનોની ઢબનું સ્વરાજ મેળવવાને પણ હજુ અનેક પેઢીઓ વીતાડવી જોઈએ.

## पाठ ३ जो. म .त्माजोनो अदालतमां एकरार.
## भाग ३ जो.

હિંદુસ્થાન આજે એટલું તો નાદાર બની ગયું છે કે, તેનામાં દુષ્કાળોની સામે ટકાવ કરવાની બીલકુલ શકિત નથી. અંગ્રેજોએ અહિં પગલાં કર્યાં તે અગાઉ હિંદ પોતાનાં લાખો ઝૂંપડાઓમાં કાંતતું તથા વણતું અને ખેતીમાંથી મળી રહેનારી પોતાની ન્હાનીશી આજીવિકામાં રહેતી ખોટ ભરી કહાડતું. જીવાદોરી

સમો આ હિંદનો ગૃહઉદ્યોગ, માની ન શકાય એટલા નિષ્ઠુર અને અમાનુષી ઉપાયોવડે નષ્ટ કરવામાં આવ્યો, જેનાં બ્યાનો અંગ્રેજ સાક્ષીઓએ કરેલાં છે.

૨. હિંદની અધપેટે રહેનારી આમપ્રજા કેવી ધીમે ધીમે મૃતપ્રાય થતી જાય છે, એની શહેરોના રહેનારાઓને ભાગ્યેજ ભાળ છે. તેઓને ખબર નથી કે તેમને ભોગવવા મળતા ક્ષુદ્ર એશઆરામ તેઓ હિંદને ચૂસનારા પરદેશી મૂડીદારોનાં, ઘર ભરવા, જે મહેનત કરે છે, તેની દલાલી, શિવાય બીજું કશું નથી અને પેલાઓનો બધો નફો તેમજ આમનો દલાલી બન્ને હિંદની ગરીબ પ્રજાને નીચોવીનેજ નીતારી કહાડેલાં હોય છે. તેમને ગમ નથી કે બ્રિટિશ હિંદમાં કાયદાથી સ્થપાએલી સરકાર એ ગરીબ આમપ્રજાને આ રીતે ચૂસવાની ખાતરજ ચલાવવામાં આવે છે. ચાહે તેવા વિતંડાવાદથી કે આંકડા અહેવાલોના ચાહે તેવાં માયાવી કોષ્ટકોથી આજે જે પૂરાવો હિંદના ગામડાઓ પોતાનાં ચાલતાં બોલતાં હાડપિંજરોથી નરી આંખને પણ આપી રહેલ છે તેને ઉડાવી શકાય તેમ નથી.

૩. મારા મનને તો છાંટાભાર શક નથી કે ઇશ્વર જેવા કોઇ માલિક જો દુનિયાને માથે હોય તો તેના દરબારમાં ઇંગ્લંડને, તેમજ હિંદુસ્થાનના આ બધા શહેરોમાં વસનારાઓને, બેઉને, આ ગુન્હાને માટે-ઈતિહાસમાં કદાચ્ જેની જોડ ન મળી શકે એવા આ માનવજાતિ સામેના ગુન્હાને માટે, જવાબ દેવો પડશે.

૪. ખુદ કાયદો પણ આ દેશમાં હિંદને ચૂસી લેનાર પરદેશીઓની સેવાને અર્થેજ વપરાય છે. પંજાબ લશ્કરી કાયદાના મુકદ્દમાઓની મારી તટસ્થ તપાસને પરિણામે મારા ઉપર એવી જ છાપ પડી કે સેંકડે ઓછામાં ઓછી પંચાણું ટકા સજાઓ કેવળ દુષ્ટ

હતી. હિંદમાંના રાજદ્વારી મુકદ્દમાઓના મારા અનુભવ ઉપરથી મેં જોયું છે કે તેમાં સજા પામેલા લોકોમાંના દરેક દસમાંથી નવ સાવ નિર્દોષ હતા. સ્વદેશપ્રીતિ એ જ એમનો ગુન્હો હતો. હિંદની અદાલતોમાં યુરોપીઅનોની સામે કામ માંડનારા સોમાંથી નવાણું હિંદીઓને ન્યાય મળતો નથી. આ ચિતારમાં રંગપૂરણી કે અતિશયોકિત કયાંએ નથી. આવા મુકદ્દમાઓ જોડે સંબંધ ધરાવવાનો જે જે કોઈ હિંદીઓને પ્રસંગ પડયો છે તેવા લગભગ દરેક હિંદીનો અનુભવ આવોજ છે.

## પાઠ ૪ થો. મહાત્માજીનો અદાલતમાં એકરાર.

## ભાગ ૪ થો.

સૌથી મોટું દુર્ભાગ્ય તો એ છે કે અંગ્રેજ લોક તેમજ દેશનો કારભાર કરવામાં ભળનારા તેમના હિંદી સાથીઓ, પોતે, મેં ઉપર વર્ણવાનો પ્રયત્ન કર્યો છે તેવો કશો ગુન્હો કરવામાં રોકાયેલા છે, એ સમજી શકતા નથી. મને ખબર છે કે ઘણા અંગ્રેજ તેમજ હિંદી અમલદારો પ્રમાણિકપણે એવું માનનારા છે કે. પોતે દુનિયામાંનું એક સારામાં સારૂં રાજતંત્ર ચલાવી રહ્યા છે અને તે નીચે હિંદુસ્થાન ધીમે પગલે પણ સંગીન પ્રગતિ કરી રહ્યું છે. તેમને ભાન નથી કે પ્રજાને થથરાવી મૂકવાની એક અદૃશ્ય પરંતુ અસરકારક કાર્યપદ્ધતિથી તથા પશુબળના વ્યવસ્થિત દેખાવથી અને બીજી બાજુએ પ્રતિકાર કરવાની અગર આત્મરક્ષણની સુદ્ધાં બધી શકિત પ્રજા પાસેથી ખુંચવી લેવામાં આવ્યાથી પ્રજા આખી નપુંસક બની ગઈ છે અને તેમનામાં દંભ અને પામરતા ફેલાયાં છે અને આ ભયાનક કુટેવન પરિણામે કારભારીઓમાં અજ્ઞાન અને આત્મવંચન બેવડાં બન્યાં છે.

૨. જે ૧૨૪ અ કલમનું સદ્ભાગ્યે મારા ઉપર તહોમત મેલવામાં આવ્યું છે તે કલમ હિંદી નાગરિકની સ્વતંત્રતા કચડી નાંખવા

સારૂ ઘડવામાં આવેલી રાજદ્વારી કલમોમાં કદાચ્ સર્વોપરી છે. પ્રીતિ કંઈ કાયદાથી પેદા થનારી કે નિયમમાં રહેનારી વસ્તુ નથી. માણસને જો કોઇ શખ્સ કે વસ્તુપ્રત્યે પ્રીતિ ન હોય તો જ્યાંસુધી તે મારફાડ કે ખૂનામરકીનો ઈરાદો ન રાખતો હોય અગર તો ખુનામરકીને ઉત્તેજન કે ઉશ્કેરણી ન કરતો હોય ત્યાંસુધી તેને પોતાની અપ્રીતિ દર્શાવવા । પૂરેપૂરો અખત્યાર હોવો જોઈએ; પણ જે કલમમાંનો આરોપ ભાઈ શંકરલાલ ઉપર તેમજ મારા ઉપર મૂકવામાં આવ્યો છે ત મુજબ તો માત્ર અપ્રીતિ ફેલાવવી એટલું પણ ગુન્હો છ. આ કલમ નીચે ચાલેલા કેટલાક મુકર્દમાઓ મેં તપાસ્યા છે અને હું જાણું છું કે, હિંદના કેટલાક મોટામાં મોટા પ્રજામાન્ય પુરૂષોને એ કલમ હેઠળ સજાઓ કરવામાં આવી છે અને તેથી આ કલમ હેઠળ મારાપર આરોપ મૂકાયો એમાં હું મારી મોટી ઈજ્જત થઇ સમજું છું.

૩. મારી અપ્રીતિનાં કારણોની ટૂંકામાં ટૂંકી રૂપરેખા આપી દેવા મેં ઉપર પ્રયત્ન કર્યો છે. કોઈપણ અમલદાર કે કારભારી સામે મારે અંગત કે વ્યકિતગત એવું કશુંજ વેર નથી, તો રાજાની સામે તો મારે અપ્રીતિ હોઇજ શી શકે ? પણ જે સરકારે અગાઉના બીજા કોઈપણ રાજતંત્રના કરતાં સરવાળે હિંદુસ્થાનનું અહિતજ વધારે કર્યું છે તેની સામે અપ્રીતિ કરવી એને તો હું સદ્‌ગુણજ સમજું છું. બ્રિટીશ હકૂમત હેઠળ, હિંદમાં અગાઉ કોઈ કાળે ન થએલો એટલો મર્દાનગીનો લોપ થયો છે. આવી મારી માન્યતા હોવાથી એવા રાજતંત્રને વિષે મનમાં પ્રીતિ હોવી એને હું પાપ માનું છું અને તેથી મારી સામે પૂરાવા તરીકે રજૂ કરવામાં આવેલા જૂદા જૂદા લેખોમાં મેં જે કંઇ લખ્યું છે તે બધું હું લખી શક્યો એ વાતને હું મારૂં અહોભાગ્ય ગણું છું.

## पाठ ५ मो. महात्माजानो अदालतमां एकरार.
## भाग ५ मो.

ખરૂં જોતાં તો હું માનું છું કે, જે અસ્વાભાવિક સ્થિતિમાં અત્યારે ઇંગ્લંડ તેમજ હિંદુસ્થાન રહે છે તેમાંથી ઉગરી જવાનો અસહકારનો માર્ગ બતાવ્યો તેમાં મેં બન્નેની સેવા બજાવી છે. મારા નમ્ર અભિપ્રાય મુજબ તો બુરાઈની સામે અસહકાર કરવો એ નેકીની જોડે સહકાર કરવાના જેટલી જ માણુસની ફરજ છે. પણ બુરાઇ કરનાર સામે ઈરાદાપૂર્વક હિંસા અખત્યાર કરીને જ એવો અસહકાર પ્રદર્શિત કરવાની પૃથા આટલો કાળ દુનિયામાં ચાલતી આવી છે.

૨. હું મારા દેશવાસીઓને બતાવી આપવા મથી રહ્યો છું કે, હિંસાવૃત્તિથી ચલાવેલો અસહકાર સરવાળે દુનિયામાં બુરાઈને ઘટાડવાને બદલે વધારવાનુંજ હથિયાર બને છે અને બુરાઇને નભાવવાનું એક માત્ર સાધન હિંસા હોવાથી પોતા તરફથી તેને મળતો ટેકો ખેંચી લેવા માંગનારે, હિંસાનો નિઃશેષ ત્યાગ કરવો રહ્યો. એવી અહિંસાવૃત્તિમાં બુરાઇ જોડે અસહકાર કરવા જતાં ખમવાં પડનારાં દુઃખોને સ્વેચ્છાપૂર્વક માથે લેવા જોઇએ એ આવી જાય છે. તેથી કાયદાની નજરે જે મારો ઇરાદાપૂર્વક કરેલો ગુન્હો ગણાય અને છતાં મારી પોતાની નજરમાં જે શહેરી તરીકેનો માણસનો સર્વોપરી ધર્મ છે તેને સારૂ આકરામાં આકરી સજા માંગી લેવા અને તે સજા આનંદપૂર્વક માથે ચડાવવા હું અહીં ઉભો છું.

૩. ન્યાયાધિશ સાહેબ! આપને માટે તેમજ પંચના સાહેબોને માટે પણ એટલોજ માર્ગ ખુલ્લો છે કે જે કાયદાનો અમલ કરવાનું તમને સોંપવામાં આવ્યું છે તે કાયદોજ ખરૂં જોતાં દુષ્ટ છે અને હું વસ્તુતઃ નિર્દોષ છું, એમ જો તમે માનતા હો તો, તમારે

તમારી જગ્યાઓનાં રાજીનામાં આપી દેવાં અને એ રીતે પાપની ભાગીદારીમાંથી નીકળી જવું. આથી ઉલટું, જે તંત્ર અને જે કાયદો ચલાવવામાં તમે અત્યારે મદદ કરી રહ્યા છો તે હિંદની પ્રજાને સારૂ હિતકર છે અને તેથી મારી પ્રવૃત્તિ જાહેર હિતને નુકસાન કરનારી છે એવો જો તમારો વિશ્વાસ હોય તો તમને ઘટે છે કે તમારે મને સખ્તમાં સખ્ત સજા દેવી."

## પાઠ ૬ ઠો. સત્યાગ્રહ. ભાગ ૧ લો.

સત્યાગ્રહ એ નવો શબ્દ છે, પણ જે તત્ત્વ એ સૂચવે છે એ તો અનાદિ કાળનું છે. સત્યાગ્રહ શબ્દનો અર્થ તો એટલો જ કે સત્યનો આગ્રહ. સત્યનો આગ્રહ જીવને જોખમે પણ જ્યારે કરીએ ત્યારે સત્યના આગ્રહથી જે બળ ઉત્પન્ન થાય છે તે બળને એક શક્તિરૂપે વાપરી શકાય છે. સત્યાગ્રહની આ શક્તિને ગમે તેવા અન્યાય સામે વાપરી ફત્તેહમંદ થઈ શકાય છે.

૨. સત્યાગ્રહી કેવળ ઇશ્વરથીજ ડરે છે; તેથી બીજી સત્તા તેને ભય ઉપજાવી શકતી નથી. તે રાજાના કે બીજા કોઇના ભયથી કરીને કર્તવ્ય છોડતો નથી. સત્ય એજ ધર્મ છે, એ એક સિદ્ધાન્ત છે. પ્રેમ એજ ધર્મ છે, એ બીજો સિદ્ધાન્ત છે. ધર્મ કાંઇ બે હોતા નથી. એટલે સત્ય એ પ્રેમ છે અથવા પ્રેમ એ સત્ય છે. વધારે વિચાર કરવાથી સમજાય છે કે પ્રેમ વિના સત્યનું આચરણ અશકય છે. તેથી સત્યની શક્તિ એ પ્રેમની શક્તિ છે; એટલે આપણે વૈરભાવ રાખીને દુઃખોનું નિવારણ નથી કરી શકતા. આ વાત ગુઢ નથી; પણ સમજવામાં ઘણી સહેલી છે.

૩. આપણાં હજારો કામને વિષે આપણે જોઇએ છીએ કે, તે પ્રેમ અને સત્યથી ભરેલાં હોય છે. બાપ દીકરા વચ્ચેનો સંબંધ,

સ્ત્રી પુરૂષ વચ્ચેનો સંબંધ, ટુંકામાં કુટુંબના બધા સંબંધોમાં આપણે ઘણે ભાગે સત્ય અથવા પ્રેમની શક્તિજ જોયા કરીએ છીએ. એટલે આપણે જાણે અજાણે પણ સત્યાગ્રહી હોઇએ છીએ.

૪. આપણી પોતાની જીંદગી ઉપર નજર ફેરવી જોઈશું તો આપણને માલુમ પડશે કે આપણા સગાસંબંધીઓ સાથેના વર્તનમાં હજારમાં ૯૯૯ વખતે તો આપણે સત્ય અને પ્રેમને જ વશ થયેલાં હોઇએ છીએ. માણસ હમેશાં સવારથી ઉઠીને સુતાં લગીમાં પોતાનાં બધાં કાર્યોમાં જુઠુંજ બોલે છે, જુઠુંજ આચરે છે, વેર ભાવથી ભર્યોજ હોય છે, એવું કાંઈજ નથી.

૫. જ્યારે સામ સામા સ્વાર્થો ઉત્પન્ન થાય છે ત્યારેજ સત્યાગ્રહના, પ્રેમબળના કાયદાને અંતરાય આવે છે; કેમકે સામસામેના સ્વાર્થનું ઘર્ષણ થાય છે, તેમાંથી રોષ, દ્વેષ આદિ અસત્યની પ્રજા ઉત્પન્ન થાય છે અને તેમાંથી કેવળ ઝેરનોજ વરસાદ વરસે છે.

## पाठ ७ मो. सत्याग्रह. भाग २ जो.

જે પુરૂષ કે સ્ત્રી કુટુંબના સંબંધને ઓળખતાં નથી, તે જો કે મનુષ્યશરીર ધારણ કરનારાં છે, છતાં તેઓ પશુસમાન અથવા જંગલી છે. તેઓએ સત્યાગ્રહનો કાયદો જાણ્યોજ નથી. જે કુટુંબના સંબંધને ઓળખે છે, તે પશુજીવનમાંથી કાંઇક દરજ્જે મુક્ત થયેલાં છે તેઓ એમ માને કે, કુટુંબનો સ્વાર્થ જાળવવાને સારૂ આખું જગત ડુબે તોપણ શું? તો તેઓનો સત્યાગ્રહ એ સમુદ્રમાં રહેલા બિંદુના કરતાં પણ ઓછો છે. એથી ચડતી પંકિતના માણસો પોતાના ગામનાને પોતીકા માનશે અને તેઓની વચ્ચે સત્યાગ્રહના કાયદાનો અમલ કરશે અને જેમ કુટુંબના માણસો એક બીજાની સાથે હમેશાં વઢવાડ કરવાને બદલે

પ્રેમને વશ થઇ, સ્વાર્થનો ત્યાગ કરે છે, તેમ એક ગામના માણસો કરશે. તેથી આગળ વધતાં, પ્રાંતિક જીવનમાં સત્યાગ્રહ દાખલ કરી, પ્રાંતનાં બધાં માણસોને, પોતાનાં ભાઇ બ્હેન સમજી માણસો, અરસપરસ, પ્રેમશકિતથી, પોતાનો વ્યવહાર ચલાવશે. એથી આગળ વધેલી પ્રજા, જેમકે હિંદુસ્થાનની, જુદા જુદા પ્રાંતના માણસોને પણ, પોતાનાં ભાઇ બેન સમાન ગણીને, અરસપરસના વર્ત્તનમાં, સત્યાગ્રહનો એટલે પ્રેમબળનો, નિયમ લાગુ પાડશે. આ જમાનામાં, સાધારણ રીતે, પૃથ્વીના કોઈ વિભાગના લોકો આથી વધારે આગળ ગયા નથી, પરંતુ ખરૂં જોતાં પ્રજા પ્રજા વચ્ચે વિરોધ હોવાનું જરાએ કારણ ન હોવું જોઇએ.

૨. આપણું જીવન સાધારણ રીતે જો વિચાર રહિત નહોય, અને જો ચાલતી રૂઢીઓને, અને ચાલતા વિચારોને, ચલણી નાણાંની માફક, તપાસ્યા વિના, સ્વીકારી લેતાં ન હોઇએ તો આપણે જરૂર જોઇ શકીશું કે, જેટલે દરજ્જે આપણે દ્વેષ રાખીએ છીએ, બીજી પ્રજાઓ સાથે દ્વેષ રાખીએ છીએ, અગર જગતમાંના જીવ માત્રની ઉપર દ્વેષ રાખીએ છીએ, તેટલે દરજ્જે આપણે સત્યાગ્રહ એટલે પ્રેમબળના કાયદાથી વિમુખ રહ્યા છીએ, અને તેટલે દરજ્જે આપણે પશુપણામાંથી મુક્ત નથી થયા. મનુષ્ય-માત્રનો પુરૂષાર્થ-સ્ત્રીઓનો તેમજ પુરૂષોનો, પશુપણામાંથી મુકત થવામાંજ છે. આનાથી બીજો જગતમાં કોઈ ધર્મ નથી.

૩. હિંદુસ્થાનમાં આપણને આ બધી હકીકત જુના કાળથી શીખવી દેવામાં આવેલી છે અને તેથીજ "વસુધૈવ કુટુમ્બકમ્" એટલે જગત્ માત્ર આપણું કુટુંબ છે, એ મહાવાકય આપણને ભણાવવામાં આવેલું છે.

૪. દરેક પ્રજા પોતાનું પ્રજાજીવન સત્યાગ્રહને વશ થઈને સંપૂર્ણ-તાએ પાળી શકે છે, એટલુંજ નહિ પણ સત્યાગ્રહને વશ થયા વિના

પ્રજાજીવન સંપૂર્ણતાએ પાળી નજ શકાય. આનું નામ ધાર્મિક-જીવન છે. સંપ્રદાયો, પક્ષો, દેવળો, હવેલીઓ, સ્થાનકો જો આપણને આ સત્યાગ્રહના રસ્તા ઉપરજ રાખે તોજ અને તેટલેજ અંશે તે બધાં સાધન તરીકે કામનાં છે.

૫. જે પ્રજા બીજી પ્રજાની સાથે લડાઇ કરે છે એ પ્રજાએ ધાર્મિક જીવનનો થોડે ઘણે અંશે ત્યાગ કર્યો છે. હિંદુસ્થાન આ તત્ત્વ આખા જગતને આપવાને લાયક છે. એ મારો વિશ્વાસ હું કદી છોડી શકવાનો નથી.

## पाठ ८ मो. सत्याग्रह अने शस्त्रक्रिया. भाग १ लो.

સત્યાગ્રહ કેવળ ધાર્મિક સાધન છે, એટલે ધાર્મિક વૃત્તિનાં માણસોથીજ તેનો જ્ઞાનપૂર્વક ઉપયોગ થઇ શકે. સત્યાગ્રહી રોષમાં મરણને વશ નથી થતો અને પોતાની દુઃખ સહન કરવાની શક્તિને લીધે શત્રુ કે જુલમગારને તાબે નથી થતો, એટલે સત્યાગ્રહીમાં, વીરતા, ક્ષમા અને દયા હોવાં જોઇએ. સત્યાગ્રહ એ અહિંસાધર્મ છે. તેથી તે હમેશાં અને દરેક ઠેકાણે ધર્મ છે, ઇષ્ટ છે. સત્યાગ્રહ, એ આત્માનું બળ છે અને તે હથીઆરબળ ( જડબળ ) નો વિરોધી છે.

૨. હથિયારબળ હિંસા છે તેથી સર્વે ધર્મોમાં તે નિંદાયેલ છે; તલવાર મારવામાં કાંઈજ નથી. મારનારો પોતાની ભૂલ સમજે છે ત્યારે ખૂન કર્યાનું પાપ સમજી પોતે હાથ ઘસે છે. મરનારે ભૂલથી મરણ વહોર્યું હશે, તો પણ તેનો જયજ છે. હથિયારબળના હિમાયતી પણ હથિયાર વાપરવાની બહુ હદ બાંધે છે. સત્યાગ્રહને હદ છે જ નહિં, અથવા છે તો તે સત્યાગ્રહની તપશ્ચર્યાની, દુઃખ સહન કરવાની શક્તિ છે.

૩. સત્યાગ્રહ અને શસ્ત્રક્રિયા બન્ને અનાદિ કાળથી છે. બન્નેની પ્રશંસા થયેલી પ્રચલિત ધર્મશાસ્ત્રોમાં જોવામાં આવે છે. આ દૈવી અને આસુરી સંપત્તિનાં સ્વરૂપ છે. આપણી માન્યતા છે કે હિંદમાં દૈવી સંપત્તિ મુખ્યપણે હતી. આસુરી સંપત્તિ મુખ્યપણે હોવાનો સચોટ નમુનો યુરોપે હમણાં થઈ ગયેલાં વિગ્રહથી પૂરો પાડયો છે

૪. દૈવી અને આસુરી બન્ને બળ, દુર્બળતા-જેને આપણે તોછડા પણ વધારે અસરકારક શબ્દ 'બાયલા' પણાથી ઓળખીએ છીએ તે કરતાં ઇષ્ટ છે. બેમાંથી એકે બળ વિના લોકોની જાગૃતિનો સંભવ નથી. પોતાનું બળ અનુભવ્યાવિના કદિ જાગૃતિ થાય નહિ. જો આપણે બધા સત્યાગ્રહને પ્રધાનપદ ન આપીએ તો શસ્ત્રક્રિયાનું જોર એની મેળેજ વધે. ઘાસ ખેતરોમાં સ્વેચ્છાએ ઉગી નીકળે છે, તેની માફક શસ્ત્રક્રિયા છે. સત્યાગ્રહરૂપી પાકને માટે પ્રયત્નરૂપી સાહસના ખાતરની જરૂર છે. વાવેલો પાક જેમ ઘાસને નીંદી ન કાઢીએ તો ઘાસમાંજ દબાઇ જાય છે, તેમજ શસ્ત્રક્રિયારૂપી તપશ્ચર્યાથી ભૂમિ સાફ રાખી ઉગવા ન દઇએ, અને ઉગેલા ઘાસને, દયાની ક્રિયાથી કાપી ન નાખીએ, ત્યાંસુધી તે ઉગ્યાજ કરશે.

૫. એટલે સત્યાગ્રહનો પ્રચાર જેમ વહેલો થાય તેમ ઇચ્છવા જેવું છે. તેથી રાજા પ્રજા બન્નેને સુખ છે. સત્યાગ્રહી સરકારને કે કોઇને હેરાન કરવા માગતો નથી સત્યાગ્રહી અવિચારી પગલું ભરતો નથી. સત્યાગ્રહી ઉદ્ધતાઈ વાપરતો નથી એટલે કે બહીષ્કારથી તે વેગળો રહે છે, છતાં સ્વદેશીવ્રત ધર્મ સમજી અડગ રહી હમેશાં પાળે છે. અરજીઓ વિગેરે, સહ્ય દુઃખોને સારૂ પ્રજાની દુભાયેલી લાગણી જણાવનારો ઈલાજ છે. અસહ્ય દુઃખનો ઇલાજ સત્યાગ્રહજ છે. એ દુઃખ અસહ્ય હશે ત્યારેજ અને જેને અસહ્ય લાગશે તેજ, પોતાનાં તન-મન-ધન અર્પણ કરશે. એવું થવું એ લોકલાગણીની ભારે નિશાની છે. આવા મહાન ત્યાગની પાસે ચક્-

વૃત્તીની શક્તિ પણ નમી જશે એવી મારી અડગ શ્રદ્ધા છે. હું માનું છું કે સરકાર સાથેના સત્યાગ્રહના પ્રયોગમાં સરકારની સેવા રહેલી છે.

## पाठ ९ मो. सत्याग्र. अने शस्त्रक्रिया.
## भाग २ जो.

જેઓ તલવાર ચલાવે છે તેઓનું મોત તલવારથીજ થાય છે. તારાનું મોત પાણીમાંજ છે એવી આપણામાં કહાણી છે. દુનિયામાં આટલાં બધાં માણસો હજુ છે, એથી જણાય છે કે દુનિયાનું બંધારણ હથિઆરબળ ઉપર નથી, પણ સત્ય-દયા-આત્મબળ ઉપર છે. લડાઈના હંગામો છતાં, દુનિયા નભી છે એ મોટો ઐતિહાસિક પુરાવો છે કે, લઢાઈના બળ કરતાં બીજું બળ તેનો આધાર છે.

૨. હજારો બલકે લાખો માણસો પ્રેમવશ રહી પોતાનું જીવન ગુજારે છે. કરોડો કુટુંબોના કલેશ પ્રેમભાવનામાં સમાઈ જાય છે. સેંકડો પ્રજાઓ સંપથી રહેલી છે. એની નોંધ ઇતિહાસ (આમ થયું છે કહેનાર) કે તવારીખ લેતી નથી અને તે લઇ પણ ન શકે.

૩. જ્યારે દયાનો, પ્રેમનો કે સત્યનો પ્રવાહ રોકાય છે કે તેમાં ભંગાણ પડે છે ત્યારેજ તેની નોંધ તવારીખે ચડે છે. એક કુટુંબના બે ભાઇ લડયા, તેમાં એકે બીજા સામે સત્યાગ્રહ કર્યો. બન્ને પાછા સંપથી રહેવા લાગ્યા, આની નોંધ કોણ લે છે? જો બન્ને, વકીલોની મદદથી, કે અદાલતોથી (અદાલત પણ એક પ્રકારનું હથિયાર કે શરીરબળ છે), લડત તો તેઓના નામ છાપે ચડત. જે કાયદો કુટુંબને, જ્ઞાતીને, જમાતને, સંઘને લાગુ

પડે છે તેજ કાયદો આખી પ્રજાને પણ લાગુ પડે છે. કુટુંબોમાં એક કાયદો અને પ્રજામાં બીજો એમ માનવાનું કાંઈજ કારણ નથી. ઇતિહાસ એ અસ્વાભાવિક બીનાની નોંધ લે છે. સત્યાગ્રહ એ સ્વાભાવિક છે, એટલે તેની નોંધ લેવાપણું રહેતું નથી.

૪. હિંદી કોમની પ્રવૃત્તિ માટે ઇંગ્રેજી "પેસીવ રીઝીસ્ટન્સ" શબ્દ યોગ્ય નથી. તેનો ગુજરાતી અર્થ 'સત્યનું બળ' એવો થાય છે. હું ધારૂં છું કે ટૉલ્સ્ટૉઇ તેને 'આત્મબળ' અથવા 'પ્રેમબળ' પણ કહેતા; અને છે પણ તેમજ. સંપૂર્ણરીતે વાપરવામાં આવે તો સત્યાગ્રહના બળને આર્થિક કે બીજી સ્થૂળ સહાય્યતાની અપેક્ષા નથી. તેમજ તેના પ્રાથમિક રૂપમાં પણ તેને શારીરિક બળ કે બળાત્કારની જરૂર નથી. બળાત્કાર એ મહાન્ આધ્યાત્મિક સત્યાગ્રહબળનો ઘાતક છે.

૫. આ બળ જેઓ બળાત્કારનો સંપૂર્ણ ત્યાગ કરશે તેનાથીજ ખીલવી શકાશે અને વાપરી શકાશે. તે બળ એવું છે કે જેનો ઉપયોગ એક માણસ તેમજ બધા માણસો સાથે મળીને કરી શકે છે. તેનો ઉપયોગ સર્વત્ર થઈ શકે છે એજ તેની શાશ્વતતા (હમેશાં ટકવાપણું) અને અજીતતા બતાવે છે. પુરૂષ, સ્ત્રી અને બાળક બધાં તેને વાપરી શકે છે. બળાત્કાર સામે, બળાત્કાર સિવાય બીજો ઉપાય ન હોય ત્યાં સુધી નબળાઓએ તેનો ઉપયોગ કરવાનો છે, એમ કહેવું તદ્દન ખોટું છે. જેઓ પોતાને નબળા માને છે તેઓ માટે આ બળ વાપરવું અશકય છે. માણસમાં, પશુમાં છે તે કરતાં કાંઈક ચડીઆતું તત્વ રહેલું છે અને તે તત્વને પશુત્વ હમેશાં શરણ થાય છે એમ જેઓ માને છે તેઓજ માત્ર ખરા સત્યાગ્રહી થઇ શકે છે. જેવો વિરોધ પ્રકાશ અને અંધકાર વચ્ચે છે તેવો વિરોધ સત્યાગ્રહના બળ અને બળાત્કાર વચ્ચે છે અને તેથી દરેક પ્રકારના જુલમ અને અન્યાય વચ્ચે છે. જ્યાંસુધી પ્રજા જાણતાં કે

અજાણતાં પોતા ઉપર રાજ્ય કરવા દેવા કબૂલ રહે છે, ત્યાંસુધી તેની ઉપર રાજ્ય કરી શકાય છે, એ સનાતન સૂત્ર ઉપર રાજકીય પ્રકરણમાં, સત્યાગ્રહના ઉપયોગનો આધાર રહેલો છે.

## पाठ १० मो. सत्याग्रह अने कायदो. भाग १ लो.

દેખીતું છે કે, આ સત્યાગ્રહ કાયદેસર છે કે નહિ એવા પ્રશ્નનો જવાબ ત્રાહિત પુરૂષથી અપાય નહિ. તેનો જવાબ સત્યાગ્રહીજ દઈ શકે. તટસ્થ માણસો સત્યાગ્રહનો આરંભ થયે તેની પરીક્ષા કરી શકે છે. સત્યાગ્રહીને દુનિયાની અપ્રસન્નતા રોકી શક્તી નથી. સત્યાગ્રહનો આરંભ, ગણિતના નિયમ ઉપર આધાર નથી રાખતો. હારજીતના પાસા નાંખી જીતનો પાસો પડે ત્યારેજ સત્યાગ્રહ કરાય; એમ માનનાર ભલે રાજ્યનીતિકુશળ હો, વિચારવંત હો, પણ તે સત્યાગ્રહી નથી. સત્યાગ્રહી સહેજે કામ કરે છે.

૨. અતિ નિર્દોષ આત્મબળનો ઉપયોગ તેના પૂર્ણરૂપમાં થયેથી તાત્કાળિક છૂટકારો અપાવે છે. આવા પ્રયોગ માટે દરેક જણના આત્માને લાંબા અભ્યાસની પુરી જરૂર છે, એટલે ખરા સત્યાગ્રહીને સંપૂર્ણ નહિં તોપણ ઘણે ભાગે, આદર્શપુરૂષ બનવું પડે છે. આપણે બધા તરતજ તેવા માણસો થઇ શકીએ નહિ, પરંતુ આપણામાં જેટલે અંશે સત્યાગ્રહની ભાવના વધારે હશે તેટલેજ અંશે આપણે વધારે સારા માણસ થઇશું. એટલે તેના ઉપયોગ માટે વિવાદ હોઇ શકે નહિ. જો થોડાક પણ હિંદીઓ બની શકે તેટલા આદર્શ સત્યાગ્રહી થવાના કાર્યને પોતાનું જીવન અર્પશે તો તેઓએ પોતે પોતાનીજ સેવા (સેવાના ખરા અર્થમાં) કરી; એટલુંજ નહિં, પરંતુ તેઓએ એકંદર મનુષ્યજાતિની સેવા કરી ગણાશે.

૩. સત્યાગ્રહ એવું બળ છે, કે જો તે સર્વમાન્ય થાય તો તે

સમાજના આદર્શોમાં પરિવર્તન કરે અને નિરંકુશ વ્યક્તિ તંત્ર અને સત્તા વધતા જતા લડાયક ભાવનો નાશ કરે. આ લડાયક ભાવે પશ્ચિમની પ્રજાને ઘણી પીડા કરી છે અને તેને મૃતપ્રાયઃ દશામાં લાવી મૂકી છે અને પૂર્વની પ્રજાનો પણ પરાજય કરી લેશે એમ જણાય છે.

૪. આ રીતે જોતાં સત્યાગ્રહ સર્વોત્કૃષ્ટ અને ઉત્તમ શિક્ષણ છે. બાળકોને અક્ષરજ્ઞાનનું સામાન્ય શિક્ષણ મળે તે પહેલાં તે અપાવું જોઇએ. બાળક અક્ષર લખતાં શીખવા માંડે અને દુનિઆનું જ્ઞાન મેળવવા માંડે તે પહેલાં આત્મા એટલે શું? સત્ય એટલે શું? પ્રેમ એટલે શું? આત્મામાં કઇ કઈ શકિતઓ ગુપ્ત રહી છે તેનું જ્ઞાન તેને ન આપવું એમ નથી. ખરાં શિક્ષણનું અગત્યનું તત્ત્વ એ છે કે જીવનકલહમાં, દ્વેષને પ્રેમથી, અસત્યને સત્યથી, બળાત્કારને સહનશિલતાથી, લોભને સંતોષથી એમ સહેલાઇથી જીતી શકાય છે, એમ બાળક શરૂઆતથીજ શીખે.

૫. દક્ષિણ આફ્રિકાથી હિંદ પાછા વળવા માટે મારૂં, આ પણ કારણ છે કે, ત્યાં જઈ સત્યાગ્રહી તરીકે મારી પોતાની અપૂર્ણતા જે મને થોડે અંશે તો જણાઇ છે, તે હજી વધારે જાણી લેવી અને પછી મારે પોતે પૂર્ણ બનવા પ્રયત્ન કરવો. મારી માન્યતા છે કે, પૂર્ણતાની પ્રાપ્તિ હિંદમાંજ અતિ સુગમ છે.

## पाठ ११ मो. सत्याग्रह अने कायदो. भाग २ जो.

સત્યાગ્રહ લડાઇબળનો વિરોધી છે. જ્યારે મને કંઈ કામ પસંદ ન પડે ત્યારે તે કામ હું ન કરૂં તેમાં હું સત્યાગ્રહ અથવા આત્મબળ વાપરૂં છું. દાખલા તરીકે મને લાગુ પડતો અમુક કાયદો સરકારે પસાર કર્યો, તે મને પસંદ નથી. જો હું સરકારની ઉપર હુમલો કરી તે કાયદો રદ કરાવું તો મેં શરીરબળ વાપર્યું

કહેવાય. જો હું તે કાયદો કબુલજ ન કરૂં ને તેને લીધે પડતી સજા ભોગવી લઉં, તો મેં આત્મબળ અથવા સત્યાગ્રહ વાપર્યું કહેવાય.

૨. સત્યાગ્રહમાં હું આપભોગ આપું છું. આપભોગ આપવો એ પરભોગ કરતાં સરસ છે. સત્યાગ્રહથી લડતાં જો લડત ખોટી હોય તો માત્ર લડત લડનાર દુઃખ ભોગવે છે એટલે પોતાની ભૂલની સજા પોતે ઉઠાવે છે એવા ઘણા બનાવો થઈ ગયા છે કે, જેમાં માણસો ભૂલથી સામે થયેલા. કોઈ પણ માણસ બેધડક રીતે નથી કહી શકતો કે અમુક કાર્યો ખરાબજ છે; પણ જ્યારે તેને તે ખરાબ લાગે છે, ત્યારે તેને સારૂ તે ખરાબજ છે; એટલે તેણે તે ન કરવું, ને તેમ કરતાં દુઃખ ભોગવવું. સત્યાગ્રહનો આ ચાવી છે.

૩. આપણે હમેશાં કાયદાને માન આપનારી પ્રજા છીએ. તેનો ખરો અર્થ તો એ છે કે આપણે સત્યાગ્રહી પ્રજા છીએ. આપણે સારા કે નઠારા કાયદા કબુલ કરી લઈએ છીએ એ અર્થ તો આજ કાલનો જોવામાં આવે છે. પૂર્વે એવું કંઈ ન હતું. બ્હાકથી, કોઈપણ માણસે કશુએ ન કરવું એ તેની ફરજ છે. તેથી જયારે ધારતી આપી કોઈ આપણી પાસે કામ કરાવવા ઈચ્છે તે કામની સામે થવું તે આપણો હક્ક છે. આવા ભયને વશ થઈએ તો આપણે પુરૂષાર્થહિન રહીએ. જેણે પોતાનું પુરૂષાર્થ ખોયું છે તે વફાદારી પણ નથી બતાવી શકતો. પશુઓને મનુષ્ય વચ્ચેનો ભેદ, મનુષ્યના પુરૂષાર્થમાં રહેલો છે.

૪. જે માણસ પોતે માણસાઈમાં છે, જેને ઇશ્વરનોજ ડર છે તે બીજાથી ડરવાનો નથી. બીજાના કરેલા અન્યાયી લાગતા કાયદા તેને બંધનકર્તા નથી. કોઈ કાયદામાં કયાંએ એવું નથી કહ્યું કે તમારે આમ કરવુંજ પડશે. તે તો એમજ કહે છે કે તમે આમ નહિ કરો તો તમને સજા થશે. આપણે અધમ દશામાં માની

લઈએ છીએ કે આપણે 'આમ કરવું' એ આપણી ફરજ છે, એ આપણો ધર્મ છે.

૫. જો લોકો એકવાર શીખી લે કે આપણને અન્યાયી લાગે તે કાયદાને માન આપવું એ નામર્દાઇ છે, એવું શિક્ષણ ધર્મ વિરૂદ્ધ છે અને તેમ કરવું એ ગુલામીની હદ છે તો પછી આપણને કોઇનો જુલમી કાયદો બંધન કરી શકતો નથી. આ સ્વરાજ્યની ચાવી છે. સરકાર કહેશે કે આપણે નાગા થઇને નાચવું. તો શું આપણે નાચશું? હું સત્યાગ્રહી હોઉં, તો સરકારને કહું "એ કાયદો તમારા ઘરમાં રાખો. હું તમારી પાસે નાગો નથી થનારો ને નાચવાનો પણ નથી."

## पाठ १२ मो. सत्याग्रह अने कायदो—भाग ३ जो.

પ્રજા જે હુકમને જ્ઞાનપૂર્વક અન્યાયી અથવા જુલમી માને, તે હુકમની સામે થવાનો તેને જન્મથીજ હક્ક છે, અને એ પ્રજાની ફરજ છે. જે ધારો કુટુંબમાં લાગુ પડે છે તેજ રાજા પ્રજાની વચ્ચે પણ લાગુ પડે છે, અને જ્યાં એ ધારાનું ખંડન થાય છે ત્યાં રાજા પ્રજા વચ્ચે કલેશ થાય છે; રૈયત છુપી રીતે બેવફાઇ કરે છે; રાજા અવિશ્વાસુ અને વ્હેમી બને છે.

૨. સરકારના હુકમની સામે થતાં એક વસ્તુ યાદ રહેવીજ જોઇએ. સરકારના હુકમ ગેરવાજબી છે, એમ આપણે સર્વાંશે ન કહી શકીએ. આપણે તેને ગેરવાજબી માનીએ, છતાં હકીકતમાં એ વાજબી પણ હોય. તેથી જેમ ખાનગી વહેવારમાં, તેમ રાજા પ્રજા વચ્ચે પણ મતભેદનો ફડચો પંચથીજ થવો જોઇએ. આમ અસલના રાજાઓ કરતા. રાજ્યપદનું માન જળવાય તેથી એ પંચના ઠરાવોનો અમલ અદાલતોમાં નથી થતો. પણ રાજસત્તાની મુનસફી ઉપર રહેતો જણાય છે. છતાં છેવટનું પરિણામ તો જેવું સાધારણ

પંચમાં આવે છે તેવું જ આમાં આવે છે. પ્રજામતને માન આપ્યાવિના રાજ્ય ચલાવવું અશક્ય છે. પણ જો રાજા પંચ ન નીમે તો પ્રજાએ શું કરવું ? જે પ્રજામાં પશુબળ પ્રધાનપદ ભોગવે છે ત્યાં મારપીટ ચાલે છે, અને શસ્ત્રોનો પ્રયોગ કરી પ્રજા ન્યાય મેળવવા મથે છે. આ પદ્ધતિ નિરર્થક છે એમ મારો પોતાનો અનુભવ છે. હું એમ પણ માનું છું કે બધાં ધર્મશાસ્ત્રોએ મારામારી કરીને ન્યાય મેળવવાની પદ્ધતિને વખોડી છે, અને એ પદ્ધતિ આપણે કુટુંબ વ્યવહારમાં તો લાગુ પાડતાજ નથી.

૩. સીધો રસ્તો એજ છે કે આપણે પોતે હુકમનો નિરાદર કરતાં જે દુઃખ વેઠવું પડે તે ધીરજથી અને રોષ લાવ્યા વિના વેઠવું. આથી ઘણા અર્થ સરે છે. આપણે ખોટા ઠરીએ તો દુઃખ વેઠ્યું એ યોગ્ય જ હતું. આપણે સાચા હોઇએ તો સામેના પક્ષમાં દયા ઉત્પન્ન થયા વિના રહેનારજ નથી. એટલે છેવટે સરકારને ન્યાય આપ્યેજ છુટકો. આ શાસ્ત્રપ્રમાણ છે. સત્યનો સદાય જય જ કલ્પ્યો છે. અને એ વાક્યની સિદ્ધિ આપણે વખતો વખત અનુભવીએ છીએ.

૪. ઘણા માણસોએ કહ્યું તે થોડાએ કબુલ કરવું એ અનીશ્વરી વાર્તા છે. એવા દાખલા હજારો મળી આવશે કે જેમાં ઘણાનું કહેલું ખોટું હોય છે, ને થોડાંએ કહેલુંજ સાચું હોય છે. સઘળા સુધારા ઘણા માણસોની સામે થઇને થોડા માણસોએ દાખલ કરાવેલા હોય છે. ઠગના ગામમાં ઘણા કહેશે કે ઠગવિદ્યા શીખવી જ જોઇએ. તો શું એક સાધુ હશે તે પણ ઠગ બનશે ? નહિજ. અન્યાયી કાયદાને માન આપવું જોઇએ એ વ્હેમ જ્યાંસુધી દૂર નહિ. થાય ત્યાંસુધી આપણી ગુલામી જવાની નથી અને આવો વ્હેમ માત્ર સત્યાગ્રહી જ દૂર કરી શકે.

## पाठ १३ मो. सत्याग्र .नी लडत.

સત્યાગ્રહની લડતમાં હારવાનું તો છેજ નહિ. તેથી અમુક વસ્તુ ન મળે તો આપણે જોઈ શકીએ છીએ કે, તેમાં, સત્ય ગ્ર ાીનો કચાસ છે, કાંઇ સત્યાગ્રહની કચાસ નથી. આ વાત બહુ ધ્યાનપૂર્વક સમજવા જેવી છે. શરીરબળની લડાઇમાં આવો નિયમ લાગુ પડતો નથી. તેમાં લશ્કરો મળે ત્યારે માત્ર લડવૈયાઓની કચાસથીજ હાર થાય એવું નથી હોતું. લડવૈયા અતિ બહાદુર હોય છતાં બીજાં સાત્રનો કાચાં હોય તો હાર થાય છે. જેમકે તેઓના કરતાં સામાવાળાની પાસે હથિઆર સરસ હોય, અથવા તેઓને જગ્યા સર ા મળી હોય, અથવા તેઓનો પાસે કળા વધારે હોય. આવાં ઘણાંક બહારનાં કારણોથી શરીરબળથી લડનારની હારજીત થાય છે, પણ સત્યાગ્રહથી લડનારને બહારના કારણો બીલકુલ અડચણ કરી શક્તાંજ નથી. માત્ર તેઓની કચાસજ તેઓને નડે છે. વળી સાધારણ લડાઈમાં જે હાર ખાય તેના બધા માણુસો હાર્યા ગણાય અને હારે છેજ. સત્યાગ્રહમાં એકની જીતથી બીજા ભલે જીત્યા ગણાય, પણ બધા હારે છતાં જે પોતે હાર્યો નથી તે બીજાની હારથી હારતો નથી. ત્યારે આવી જે સરસ હાર વિનાની એકજ પરિણામવાળી લડાઇ તે કોણ લડી શકે?

૨. સત્યાગ્રહનો અર્થ વિચારતાં જણાશે કે તેની પહેલી શરત એ છે કે તે લડતવાળાને સત્યનો આગ્રહ, સત્યનું બળ હોવું જોઇએ. તે માણુસે માત્ર સત્ય ઉપર આધાર રાખવો જોઇએ. એક પગ દહીંમાં અને એક પગ દુધમાં એમ ન થઇ શકે. એવો માણુસ વચમાં કચરાઇ જવાનો. સત્યાગ્રહ એ કાંઇ ગાજરની પીપોડી નથી કે જે વાગે તો વગાડવી, નહિ તો ચાવી જવી. એમ માનનાર રખડી મરવાનો. શરીરબળની ખામીવાળા, અથવા શરીરબળ નથી ચાલતું એજ સત્યાગ્રહ કરે છે એ વાત તદન નમાલી છે. આવું માનનારને લડતની ખબર નથી.

૩. સત્યાગ્રહ, શરીરબળ કરતાં વધારે તેજસ્વી છે, ને તેની આગળ શરીરબળ એક તણખલા સરખું છે. શરીરબળમાં મુખ્ય વાત એ છે કે, બળીયો માણસ પોતાના શરીરની દરકાર ન કરતાં રણમાં ઝુઝે છે. એટલે કે તે બીકણ નથી. સત્યાગ્રહી તો પોતાના શરીરને કાંઇજ નથી ગણતો. તેનામાં બીક તો પેસીજ ન શકે. તેથીજ તે બહારના હથિઆર ધારણ કરતો નથી, અને મોતનો ડર રાખ્યા વિના અંત લગી ઝુઝે છે. એટલે સત્યાગ્રહીને શરીરબળવાળા કરતાં વધારે હિંમત હોવી જોઇએ. સત્યાગ્રહીને પ્રથમ તો સત્યનું સેવન અને સત્ય ઉપર આસ્થા હોવાં ઘટે છે.

## पाठ १४ मो. सत्याग्र.ीनां लक्षणो.

સત્યાગ્રહીને પૈસાની બેદરકારી હોવી જોઇએ. દોલત અને સત્યને સદા અણબનાવ રહેલો છે ને તે આખર સુધી રહેશે. જે દોલતને વળગે છે, તે સત્યને જાળવી શકતો નથી. આનો અર્થ એમ નથી કે સત્યાગ્રહી પાસે દોલત હોયજ નહિં. તેની પાસે દોલત હોઇ શકે પણ પૈસો તેનો પરમેશ્વર ન થઇ શકે. સત્યને સેવતાં પૈસો રહે તો ઠીક છે નહિં તો તે હાથનો મેલ છે. એમ સમજી તેને જતો કરતાં એક પળવાર પણ આંચકો ખવાય નહિં. આવું મન જેણે ન કર્યું હોય તેનાથી સત્યાગ્રહ નજ લેવાય. જે દેશના રાજાની સાથે સત્યાગ્રહી થવું પડે છે તે દેશમાં સત્યાગ્રહીની પાસે દોલત હોવી એ મુશ્કેલીની વાત છે.

૨. રાજનું બળ માણસ ઉપર નથી ચાલતું, તેની દોલત અથવા તો તેની બીક ઉપર ચાલે છે. કાં તો ખજાનો લુંટી લેવાની વાતથી અથવા તો તેના શરીરને નુકશાન પહોંચાડવાની બીકથી રાજા રૈયત પાસેથી જે કરાવવું હોય તે કરાવે છે. એટલે જુલમી રાજાના રાજ્યમાં ઘણે ભાગે જુલમમાં ભાગ લેનાર માણસથીજ પૈસો એકઠો કરી શકાય છે. જુલમમાં ભાગ લેવો એ તો સત્યાગ્રહીથી થાય જ નહિં એટલે આવી સ્થિતિમાં

સત્યાગ્રહીએ ગરીબાઈમાં તવંગરી માનવી ઘટે છે. શરીરબળ અજમાવતાં પણ આમાંનું ઘણું તજવું પડે છે, એ પણ વિચારવા જેવું છે. ભુખ, તરસ, ઠંડી અને તાપ વેઠવા પડે છે. કુટુંબની માયા છોડવી પડે છે. પૈસો જતો કરવો પડે છે. સત્યાગ્રહી લડીને જીતે ત્યારે તેની જીતનું પરિણામ તેને તેમજ બીજાને સારૂંજ આવે. સત્યાગ્રહી કોઈ દિવસ સત્યને જાળવીને જાલીમ નજ થાય.

૩. સત્યાગ્રહીને કુટુંબની માયા છોડવી પડે છે. આ બહુ અઘરી વાત છે, પણ સત્યાગ્રહ તેના નામ પ્રમાણે, તરવારની ધાર છે, અને અંતે આમાં પણ કુટુંબનો લાભ જળવાય છે. કેમકે કુટુંબીઓને સત્યાગ્રહની લગની લાગવાનો વખત આવે છે અને એ લગની જેને લાગી તેને પછી બીજી ઇચ્છા રહેતી નથી. અમુક દુઃખ વેઠતા, ધન ગુમાવતાં, જેલ જતાં, કુટુંબનું શું થશે એ શોક કે શંકા થવાં ન જોઈએ. જેણે દાંત આપ્યા છે તે ચવાણું આપશે સર્પ, વીંછી, વાઘ, વરૂ વિગેરે ભયાનક જંતુ કે પ્રાણીને પોતાનો ખોરાક જે આપી રહ્યો છે તે માણસ જાતને ભૂલવાવાળો નથી. આપણે જે વલખાં નાખીએ છીએ તે શેર બાજરીના કે મુઠી ધાનના નહિ પણ ખટ મધુરા સ્વાદ કરવાના, ટાઢ સહન થઈ શકવા પૂરતાં જેવાં તેવાં કપડાંના નહિ, પણ રેશમ કીનખાબના. જો આ લવરી મુકી દઈએ તો કુટુંબના ભરણ-પોષણની ચિંતા થોડીજ રહે છે.

૪. આમ સત્યાગ્રહી કોણ થઈ શકે એનો વિચાર કરતાં છેવટ એ આવે છે કે, જે ધર્મ કે દિન ઉપર ખરી આસ્થાવાળો હોય તેજ સત્યાગ્રહી થઈ શકે. 'મુખમેં રામ બગલમેં છુરી,' વાળાને ધર્મ ઉપર આસ્થા કહેવાય નહિં. દિનનું નામ લઈ, દિનથી ઉલટાં કામ કરવાં એ દિન નહિ. જે ધર્મ-દિન-ઈમાન ખરી રીતે જાણનાર છે તેનાથી સત્યાગ્રહી થઈ શકાય છે. એટલે

કે જે માણસ ઈશ્વર ઉપરજ બધું છોડે છે તેને જગતમાં કદી હારવાનું રહેલુંજ નથી. લોક હાર્યા કહે તેથી તે હાર્યા ગણાય નહિ. લોક જીત્યા માને તેમાં જીત પણ નહિં. તે તો જે જાણે છે તેજ જાણે છે. આ સત્યાગ્રહનું ખરૂં સ્વરૂપ છે. જેણે સત્યાગ્રહની ખાતર સર્વે જતું કર્યું છે તેણે સહુ મેળવ્યું છે, કેમકે તે સંતોષ માને છે. સંતોષ એ સુખ છે. બીજું સુખ ઝાંઝવાની જેમ છે. જેમ તેની આગળ જઈએ છીએ તેમ તે તેટલુંજ દૂર દેખાય છે.

૫. આમ વિચારી દરેક હિંદી સત્યાગ્રહી બને. એમ હું ઈચ્છું છું. એ હથિયાર, અન્યાયથી થતાં બધાં દુઃખોને દુર કરવા કામ લાગે છે. માત્ર તેનું ખરૂ સ્વરૂપ સમજવું જોઈએ. તે સમજવું સહેલું તેમજ અઘરૂં છે. શરીરબળીયા પણ કોઈકજ થાય છે એટલે સત્યબળીયા તો તેથી પણ થોડાજ હોય.

૬. સત્યાગ્રહી કોણ થઈ શકે એ આપણે ટુંકમાં વિચારી ગયા. પણ સત્યાગ્રહ કાંઈ જેલ જવાથી અટકતો નથી. સત્યાગ્રહીને શુળીએ ચડવું પડયું છે. ધગધગતા લોખંડના થાંભલાની સાથે બાથ ભીડવી પડી છે, પર્વત ઉપરથી ગબડવું પડયું છે, ઉકળતા તેલના પેણામાં તરવું પડયું છે, બળતા વનમાં ચાલવું પડયું છે, રાજપાટ વેચી નીચ ઘેર વેચાવું પડયું છે, સિંહની ગુફામાં રહેવું પડયું છે. આમ સત્યાગ્રહીની કસોટી દુનિયાના જુદા જુદા ભાગમાં જુદી જુદી રીતે થયેલી છે.

## पाठ १५ मो. जेलमां कोण जई शके? भाग १ लो.

હુસેન અને તેમના સાથીઓને અન્યાય જણાયો, તે અન્યાયને વશ થવાનું કહેવામાં આવ્યું ત્યારે તેમણે ઈનકાર કર્યો. તે વેળા તેઓ જાણુતા હતા કે તેમને ભાગે મરણુજ છે; પણ જો તેઓ અન્યાયને વશ થાય તો તેમના પુરૂષાર્થને ઝાંખપ લાગે, તેઓ ધર્મ-

હીન થાય. આ વેળા તેઓએ મરણભેટ સ્વીકારી. ઈમામ હુસેને પોતાને સારૂ, પોતાના છોકરા તથા ભત્રીજા સારૂ, મરણની ભેટ અને તરસ સ્વીકાર્યાં, પણ તેઓ અન્યાયી શાસનને શરણ ન થયા. મારી માન્યતા છે કે ઇસલામની ઉન્નતિ ઇસલામની તલવારથી નથી થઇ. ઈસલામના ફકીરોની આહૂતીથીંજ થઇ છે.

૨. દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહીની કસોટી જેલ જવામાં આવી ગઈ હતી, એટલે જેલ કોણ જઇ શકે આ સવાલ ઉપયોગી છે. કેટલાક હિંદી જેલ જવા રાજી હતા છતાં કંઇક કારણોને લીધે ન જઇ શક્યા. એવાં શું કારણો હશે? તે સવાલનો જવાબ જેલ કોણ જઇ શકે તે સવાલ પુછવાથી ને તેનો જવાબ આપવાથી મળી શકે એમ છે. સત્યાગ્રહીમાં જે ગુણ હોવા જોઇએ ને જે આપણે વિચારી ગયા તે બધા થોડા ઘણા પ્રમાણમાં જેલ જનારમાં હોવા જોઇએ. વધારામાં નીચેનાની જરૂર છે.

(૧) વ્યસનથી દુર રહેવું.

(૨) શરીર ઠીક કસાયેલુ રાખવું.

(૩) સુવા બેસવાની આળપંપાળ રાખવી નહિ.

(૪) ખાવામાં અતિ સાદાઈ રાખવી.

(૫) ખોટું માન ખીસ્સામાં રાખવું.

(૬) ધીરજ રાખવી.

૩. આટલા છ ગુણો મુખ્યત્વે કરીને જેલી ભાઈને ઘટે છે. અનુભવ એવો થયો છે કે બીડી-દારૂ-સોપારી કે ચા સુદ્ધાના વ્યસનથી જેલ જનાર કંટાળી ગયા છે. આમ હોવાથી તેવાઓએ જેલમાં ચોરી કરી છે, એટલે સત્ય તજ્યું છે યાતો બીજી વેળા જેલનું નામ ભુલી ગએલ છે. એટલે વ્યસનમાત્રથી દુર રહેવું ઘટે છે. એકજ વ્યસનની છુટ હોય, અને તે ઇશ્વરના

નામનું રટણ. સત્યાગ્રહી નામર્દથી થવાતું નથી. તેમ જેલની ભરદાસ રેઢીયાળ શરીરવાળા ઘણે ભાગે નથી કરી શકતા. મનોબળથી શરીરની તાકાદ ન હોય છતાં, ઘણા વીરલાઓએ સંકટ વેઠયાં છે. આ અસાધારણ દાખલા ગણાય. સાધારણ નિયમ તો આ છે કે, શરીરનો બાંધો નિરોગી અને ઠીક હોવો જોઇએ. તેમ ન હોવાથી કેટલાક કંટાળી ગયેલા છે. સત્યાગ્રહી સમજે છે કે તેનું શરીર તેને ભાડે મળ્યું છે. તેને સાફ અને તેજસ્વી રાખી પોતે સારા ભાડુત નીવડવું એ લાજમ છે.

## पाठ १६ मो जेलमां कोण जई शके ? भाग २ जो.

જેને કમાનદાર ખાટલા અને તેની ઉપર સુવાળાં ગાદલાં વિગેરે સુવાને જોઇએ તે માણસ એકાએક ભોંયતળીએ ન સુઇ શકે એ સમજાય તેવું છે. ત્યારે આવી આળપંપાળ પણ છોડવી જોઇએ. ખોરાક એ લગભગ મોટામાં મોટો સવાલ હોય એવું જોવામાં આવે છે. પણ તે નવાઈ જેવું નથી. જીભને બોલવામાં અને સ્વાદમાં જેણે જીતી છે તણે ઘણું જીત્યું ગણાય. સ્વાદીલું જમણ ન ઇચ્છનાર બહુ થોડાજ જોવામાં આવે છે. આ નાનો સુનો સવાલ નથી. તેમ છતાં જેઓ પરમાર્થ કરવા માગે છે તેમણે સ્વાદની ઈંદ્રીયને જીતેજ છુટકો છે. જે મળ્યું તેને સારૂ ઇશ્વરનો પાડ માનવો. દરેક હિંદીએ વિચારવાનું છે કે હિંદુસ્થાનમાં ત્રણ કરોડ હિંદીને એકજ વખ ખાવાનું મળે છે અને તે પણ રોટીનો ટુકડો તથા નિમક (મીઠું) તે સિવાય કાંઇજ નહિ. ત્યારે જેલમાં ત્રણ ત્રણ વખત ફરતુ ફરતુ ખાવાનું મળે તેમાંથી ગુજરાન ચલાવવું એ કાંઈ ભારી વાત ન ગણાય. ભૂખને બધું ભાવે છે, થોડા દિવસ ઠીક ન પડે એ બનવા જોગ છે, પણ પાછળથી જેલનો ખોરાક રૂચી જાય છે. જે હિંદી સત્યાગ્રહી થવા માગે છે તેણે સાદા ખોરાકની ટેવ પાડવી જોઇએ.

૨. ખોટું માન જાળવનાર જેલમાં ન જઈ શકે. ત્યાં દરોગાઓની તાબેદારી ઉઠાવવાની હોય છે. જે હલકાં ગણાય છે તેવાં કામ કરવાં પડે છે. એ કરવામાં માન જાય, તે તો કોઈ દિવસ કર્યું નથી, એમ ધારી જેલમાં ન કાય તો પરિણામ ખરાબ આવે. તાબેદારી કે વગર તાબેદારી એ મનનું કારણ છે. જેનું મન સ્વતંત્ર છે, તે બાકીટ ઉઠાવતો છતાં રાજા સરખો છે. બાકીટ ઉઠાવવામાં તાબેદારીને બદલે તે આ ઠેકાણે માન સમજે છે.

૩. જેલમાં જતાં જે દહાડા ગણવા મંડી જાય તેને દહાડા લાંબા લાગે છે. બહાર વરસો વીતી ગયાં ને તે આપણે ગુમાવી દીધાં, છતાં ભારી ન પડ્યાં. જેલના ત્રણ દહાડા તે ત્રણ વરસ જેવા લાગે છે. આમ કેમ? જવાબ એ કે, જેલ જવું ગમ્યું નથી. હકીકત એ છે કે જેલ જવામાં સુખ માનવાનું છે. મા જેમ બચ્ચાને સારૂ દુઃખ વેઠીને સુખ માને છે તેમ આપણે દેશને ખાતર, સત્યને ખાતર, દુઃખ વેઠીને સુખ માનવાનું છે. જે દહાડા જેલમાં જશે તેવા બહાર નહિ ગયા હોય એ વિચાર સદાય કરી, ધીરજ પકડી, જેટલી જેલ આવી હોય તેટલી ભોગવી લેવી, ને ત્યાં વખતનો સારો ઉપયોગ કરવો એટલે કે ઈશ્વરના ભજનમાં, સારા વિચારોમાં, પોતાની ખામીઓ તપાસવામાં, દિવસ ગુજારવા. એટલે એક પંથને દો કાજ કર્યાં બરાબર થશે. આમ છ ગુણ તો જેલીને જરૂર હોવા જોઇએ. પછી બીજા તેની મેળે સુઝી આવશે. ઉપરનું વિચાર્યા પછી સત્યાગ્રહનો ભેદ સમજવાની જરૂર છે. આ ભેદ સમજાય તો તેની જીત વિષે કાંઈ ગુચવાડો નજ આવે.

## પાઠ ૧૭ મો. સત્યાગ્રહના ભેદ.

સત્યાગ્રહી ઘણી છુટ્ટો લઇ શકે છે, જે બીજા માણસથી નથી લઈ શકાતી; કેમકે સત્યાગ્રહી તો ખરો મરદ બને છે.

તેના મનમાંથી બીક ગઇ એટલે તે કોઇની ગુલામી નહિ કરે. આવી સ્થિતિએ પહોંચ્યા પછી તે એક પણ ગેરવ્યાજબી વર્તણુંકને તાબે નહિ થાય. આવો સત્યાગ્રહ તે માત્ર સરકારનીજ સામે નહિ, પણ કોમની સામે પણ વાપરી શકાય ને વાપરવો જોઇએ. સરકાર અવળી ચાલે તેમ કોમ પણ વાંકે રસ્તે જાય એવું ઘણી વેળા બને છે. તેવે વખતે સત્યાગ્રહ કોમની સામે વાપરવો એ ફરજ છે.

૨. 'કાયદા સામે થવાની ફરજ'ના લેખક મરહુમ થોરો પોતાની કોમની પણ સામે થયેલ. તેણે વિચાર્યું કે કોમ ગુલામોને વેચવાનો ધંધો કરવાથી આડે રસ્તે ચાલે છે, તેથી તે પોતાની કોમની સામે થયો. મહાન્ લ્યુથર એકલો પોતાની કોમની સામે થયો હતો. તેને પરિણામે આજે જર્મની છુટ ભોગવે છે. ગૅલીલીઓ પોતાની કોમની સામે થયો, તેને મારવાને તેની કોમ ખડી થઈ ગઇ, છતાં તેણે પગ ઠોકીને કહ્યું 'મને મારો યા ન મારો પણ પૃથ્વી તો ફરે છેં જ.' આજે સહુ આપણે જાણીએ છીએ કે પૃથ્વી તો ગોળ છે અને ચોવીસ કલાકમાં પોતાની ધરી ઉપર એક ચક્કર મારે છે. કોલમ્બસ પોતાના ખલાસીઓની સામે સત્યાગ્રહી થયો. ખલાસીઓ બહુ થકયા ત્યારે તેઓએ કહ્યું: 'હવે અમેરીકા જડવાનું નથી, પાછા ફરો, નહિ તો મારી નાંખશું'. ધીરજવાન કોલમ્બસે જવાબ આપ્યો: 'મારની ધાસ્તી નથી, પણ આપણે હજુ થોડાંદહાડા આગળ જવું ઘટે છે.' છેવટે અમેરીકા હાથ આવ્યું ને કોલમ્બસ અમર થઈ ગયો.

૩. એવી અજબ દવા તે સત્યાગ્રહની છે. આપણે ધાસ્તી ખાઇને 'સરકાર અગર જ્ઞાતિ અમુક નહિ કરેતો?' એમ બોલીએ છીએ; એ આપણામાં સત્યાગ્રહની ખામી બતાવે છે. કેમ જાણે હવે



રૂશીઅન મહાત્મા ટૉલ્સ્ટૉય

આપણા હાથમાંથી સત્યાગ્રહનું હથિઆર જતુંજ ન રહ્યું હોય એવી બાયલાપણાની વાત આપણે કરીએ છીએ, પણ આપણો સત્યાગ્રહ આપણને જણાવે છે કે આપણે છુટા, આઝાદ, સ્વતંત્ર છીએ. એટલે આપણને કાંઈ ધાસ્તી રાખવાપણું નથી.

૪. દરેક પ્રજાએ પોતાની શક્તિનો ઉપયોગ, પોતાની પ્રતિષ્ઠાનું, રક્ષણ, અને પોતાના અંતઃકરણને અનુકુળ આચરણ કરવામાં, પૂરેપૂરી છૂટ ભોગવવીજ જોઇએ અને તેજ રાજ્ય સર્વોત્તમ છે કે જે ઓછામાં ઓછી સત્તા વાપરે છે. જે આગેવાનો જન સમાજના મોટા સમુદાયને દોરનારા છે તેમની કોઇપણ સરકાર કે રાજ્ય અવગણના કરી શકતી નથી. પછી ભલે તે નેતાઓ સરકાર કે રાજ્યથી તદ્દન વિરૂદ્ધ મત ધરાવતા હોય.

૫. પ્રજા જયારે પોતે સત્યને સારૂ દુઃખ ભોગવવા તૈયાર હોય છે, ત્યારે ખરી સત્તા સરકારની નથી, પણ પ્રજાની છે. આમ જાણીને પ્રજા સરકાર વિષેનું પોતાનું જોર ઓછું કરતી જાય છે અને કહે છે કે સરકાર લોકહિતને સારૂ હોવી જોઇએ. આ દશામાં મારી પ્રવૃત્તિ અટકાવવાનું કહેવું, એ મારૂ જીવન બંધ કરવાનું કહેવા બરાબર છે. પશુબળની જગ્યાએ આત્મબળ અથવા તેને બીજે નામે ઓળખીએ તો પ્રેમબળના ઉપયોગનો જો હું લોકોની પાસે સ્વીકાર કરાવી શકું, તો હું જાણું છું કે આખા જગતની સામે ઉભી શકે એવું હિંદુસ્થાન હું તૈયાર કરી શકું. સ્વતંત્રતા મેળવવાને સારૂં અક્ષરજ્ઞાન મેળવવાની જરૂર છે, એવું કહેણ ઇતિહાસનું અજ્ઞાન સુચવે છે. મારે મારૂં કામ ચલાવવું છે એવી ભાવના પ્રજામાં લાવવા સારૂ અક્ષરજ્ઞાનની જરૂર નથી.

૬ સત્યાગ્રહમાં બંને પક્ષને સત્યાગ્રહી હોવાની જરૂર નથી. એક પક્ષ સત્યાગ્રહી રહે તોપણ છેવટે સત્યાગ્રહનો જય થાય છે, ને શરૂઆતમાં જે જોર વાપરી લડે છે તેનું જોર પણ પોતાનાં જોરની

સામે ઝેર ન મળવાથી સુકાઈ જાય છે. માણસ પોતાનું જોર હવામાં કાઢવા જાય તો તેનો હાથ ઉતરી જાય છે તેમ ઝેર પણ જો સામે ઝેર મળે તોજ વધી શકે છે.

૭. ભાઈ ભાઈના દોષોની સામે લડે છે. ભાઈ પોતાના ભાઈના હક્ક છીનવી લેવા પ્રયત્ન કરે તો બીજો સામે થાય. પણ જ્યારે પહેલાના ઉપર આફત આવે છે ત્યારે બીજો તેને પૂરી મદદ કરી ભાઈભાવ સિદ્ધ કરી આપે છે, ને આગલો વૈરભાવ પણ ભુલાવી દે છે.

૮. આપણી દાનત શુદ્ધ હશે તો દરેક જણ શુદ્ધ દાનતથી આપણી સાથે કામ કરશે, કદાચ્ શુદ્ધ દાનત નહિ રાખે એમ ક્ષણભર માનીએ તોપણ આપણે આપણી શુદ્ધતા ઉપર વિશ્વાસ રાખવો ઘટે છે. ભલાની સાથેજ ભલાઈ એમાં વીરતા નથી. ભુંડાની સાથે પણ ભલાઈનો પ્રયોગ કરવામાંજ વીરતા રહેલી છે. આપણે અંગ્રેજોને પણ આપણા ભાઈ ગણી અભયદાન આપવુંજ જોઈએ, એ વિનાનો સત્યાગ્રહ દુરાગ્રહ છે.

## पाठ १८ मो. सत्याग्रह अने दुराग्रह भाग १ लो.

સાધ્ય વસ્તુ મેળવવાના બે માર્ગ છે. સત્યાગ્રહ અને દુરાગ્રહ. આપણા ગ્રન્થોમાં તેને દૈવી અને આસુરી પ્રવૃત્તિને નામે વર્ણવ્યા છે. સત્યાગ્રહના માર્ગમાં સત્યનો હમેશાં આગ્રહ રહે છે. કોઇ પણ દાખલાસર• સત્યનો ત્યાગ નથી થતો. એમાં દેશને અર્થે પણ જુઠાનો પ્રયોગ થઈ શકે એવું નથી. કેટલીક વેળા આપણને રસ્તો ઘોર લાગે, પરિણામ ભયંકર જણાય, જરા સત્ય છોડવાથી, સિદ્ધિ મળવા જેવું લાગે, તે છતાં સત્યનો ત્યાગ સત્યાગ્રહી કરતો નથી, તેની શ્રદ્ધા એવે સમયે પણ સૂર્યના તેજની જેમ ઝગ્યા કરે છે.

૨. સત્યાગ્રહી નિરાશ થાય જ નહિ. સત્ય જ તેની તલવાર હોવાથી તેને ગજવેલની તરવારનો કે દારૂગોળાનો ખપ પડતો નથી. તે આત્મબળથી, પ્રેમથી વૈરીને પણ વશ કરે છે. મિત્રવર્ગમાં વહાલના પ્રેમની કસોટી થતી નથ. મિત્ર મિત્રની ઉપર પ્રેમ કરે એ નવાઇની વાત નથી, તે ગુણ નથી, તમાં શ્રમ નથી; પણ શત્રુ પ્રત્યે મિત્રતા રાખવામાં પ્રેમની કસોટી છે. તે ગુણ છે, તેમાં શ્રમ છે; તેથી તે પુરૂષાર્થ છે; તેમાં ખરી બહાદુરી ભરી છે. રાજયકર્તા તરફ પણ આપણે આવી દૃષ્ટિ રાખી, તેમના નેક કામોની કિંમત કરી, તેમની ભૂલોને સારૂં તેમનો દ્વેષ કરવાને બદલે, તેમને પ્રેમભાવથી ભૂલો બતાવી, તે ભૂલો દૂર કરાવી શકીએ છીએ.

૩. આ પ્રેમ ભાવમાં ભયને અવકાશ નથી. નબળાઇ તો હોયજ નહિ. નબળો પ્રેમ નથી બતાવી શકતો. પ્રેમ શૂરોજ બતાવી શકે. બધા માણસો બધાં કાર્યો બુરી દાનતથી કરે છે એમ નહિ માનીએ. પ્રેમથી કરેલી તેઓના કાર્યની, આપની પરીક્ષા, એવી શુદ્ધ હશે કે તેઓની ઉપર તેની છાપ પડયા વિના નહિ રહે. પ્રેમ લડી શકે છે, પ્રેમને ઘણી વેળા લડવું પડે છે.

૪. સત્તાના મદમાં માણસ પોતાની ભૂલ નથી જોતો. એ સમયે સત્યાગ્રહી બેસી નથી રહેતો, પણ પોતે દુઃખ સહન કરે છે. સત્તાધીશના હુકમનો, તેના કાયદાનો, સાદર નિરાદર કરે છે, અને એ નિરાદરથી પડતાં કષ્ટ, જેવાં કે જેલ, ફાંશી ઇત્યાદિ સહન કરે છે. આમ આત્મા ઘડાય છે. આમાં કાળક્ષેપ થતા નથી ને એવા વિનયપૂર્વક કરેલ નિરાદરમાં પાછળથી ભૂલ જોવામાં આવે તો એ ભૂલનું પરિણામ માત્ર સત્યાગ્રહી અને તેના સાથી સહે. છે. આમાં સત્તાધીશની સાથે કડવાશ નથી થતી, પણ છેવટ તે આપણને વશ થઈ વર્તે છે. તે જાણી લે છે કે સત્યાગ્રહીની ઉપર તેનો અમલ નથો ચાલી શકવાનો, સત્યાગ્રહીની સંમતિ

વિના તેની પાસેથી તે એક પણ કાર્ય નથી લઇ શકવાનો. આ સ્વરાજ્યની પરિસીમા થઈ, કેમકે આમાં સંપૂર્ણ સ્વતંત્રતા આવી છે.

## પાઠ ૧૯ મો. સત્યાગ્રહ અને દુરાગ્રહ. ભાગ ૨ જો.

૧. આવો સત્યાગ્રહ શિક્ષિત સત્તાધીશની સામે જ ચાલી શકે એમ માનવાનું નથી. વજ્ર સમાન જેનું કઠોર હૃદય હોય તે પણ આત્માના બળથી પ્રગટ થયેલા અગ્નિમાં પીગળી શકે છે. નીરો પણ એ બળની આગળ બકરી સમાન દીન બની જાય છે. આ અતિશયોક્તિ નથી પણ અક્ષરગણિતનાં પ્રમાણ જેવું છે. આ સત્યાગ્રહ હિન્દુસ્થાનનું ખાસ શસ્ત્ર છે.

૨. હિંદુસ્થાનમાં બીજાં શસ્ત્ર છે, પણ સત્યાગ્રહ હિંદુસ્થાનમાં વિશેષે વપરાયલું શસ્ત્ર છે. એ સર્વવ્યાપક શક્તિ છે. સર્વ કાળે વપરાય તેવી છે. સર્વ સ્થિતિમાં વાપરવાની છે. તેને સારૂ મહાસભાઓ આદિની મહોરની જરૂર નથી. જેને એ શક્તિનું ભાન થાય તે તેનો ઉપયોગ કર્યા વિના નજ રહે. જેમ પાંપણ આંખની રક્ષા સ્વતઃ કર્યાજ કરે છે તેમ સત્યાગ્રહ પ્રગટે છે ત્યારે તે સ્વતઃ આત્મસ્વતંત્રતાની રક્ષા કર્યાજ કરે છે.

૩. પણ દુરાગ્રહ એથી વિપરીત લક્ષણવાળી શક્તિ છે. તેનો નમુનો આપણે ઉપર વિચારી ગયા તેમ યુરોપમાં ચાલેલું દારૂણ યુદ્ધ છે. એક પ્રજા બીજી પ્રજાને શરીરબળથી હરાવે તેથી તેનો પક્ષ સાચો કેમ ઠરે? દુર્બળની ઉપર સબળ માણસો ઘણી વેળા અત્યાચાર કરતા જોવામાં આવે છે. દુર્બળ હારી જાય છે તેથી કંઇ તેની અનીતિ સિદ્ધ થતી નથી અને સબળની નીતિ સિદ્ધ નથી થતી. દુરાગ્રહી સાધનનો વિચાર નથી કરતો, ગમે તેવાં યોગ્ય અયોગ્ય-સાધનો વડે પોતાના કાર્યની સિદ્ધિ મેળવવા તરફ તેનું લક્ષ રહેછે. આ ધર્મ નથી પણ અધર્મ છે.

૪. ધર્મમાં કોઇ પણ અંશે અસત્ય ન હોય, કઠોરતા ન હોય,

(૫) જો પચાસ વર્ષે નવ વર્ષની કુમારિકાને પરણવામાં બાધ ન ગણાય અને એવા વિવાહ કરનારને ન્યાત બહાર ન મૂકી શકાય, તો એવી કુમારિકા વિધવા થાય અને પુનર્લગ્ન કરે તો તેને ન્યાત બહાર મૂકવી અને એવી બીજી રીતે દંડવું એ પણ પાપજ ગણાય.

૩. ધર્મના પાલનમાં બળાત્કારને અવકાશ જ નથી. એટલે બાળવિધવાઓને વિષે હું તો એ સલાહ આપું કે વિધવાઓનાં મન અને શરીર સારી રીતે રોકાયલાં રહે, તેઓ લાલચોમાં ન ફસાય એવી યોજના ઘડો અને તેને અમલમાં મૂકો. તેમ કરતાં છતાં પણ જે કેવળ બાળ વિધવા છે તેને વિવાહ કરવાને ન લલચાવવી એ જેટલું જરૂરનું છે તેટલું જ તેના માર્ગમાં કાંઈ પણ વિઘ્ન જો તેને વિવાહ કરવો હોય તો ન મૂકવું એ જરૂરનું છે.

૪. વૈધવ્ય પાળવું એ પુણ્ય કર્મ છે, પણ વિધવાવિવાહ સર્વથા પાપ કર્મ તો નથી જ. જ્ઞાતિઓ જો વર્ણાશ્રમ ધર્મને શોભાવવા માગતી હોય, તેનો લોપ થવા દેવા ન ઇચ્છતી હોય તો તેમાં આવી ગએલી અનેક પ્રકારની કુવ્યવસ્થાઓને દૂર કરવી, અને તેમાં ઉત્પન્ન થતા દરેક પ્રશ્નનો ધાર્મિક દૃષ્ટિથી ફડચો કરવો. એટલે હું વિધવાને કહું કે તમે તમારા વૈધવ્યને પવિત્ર ગણી શોભાવજો. તેવા દાખલા હિંદુ સંસારમાં અનેક પડયા છે. જ્ઞાતિઓને કહું કે જો બાળ વિધવાઓ પુનર્લગ્ન કરવા ઇચ્છે તો તેમને તરછોડશો નહિ, તેમને જ્ઞાતિબહાર ન મૂકશો.

૫. વૈધવ્ય એ હિંદુ ધર્મની શોભા છે. અખંડિત પતિવ્રતનો અર્થ તો એ જ હોઈ શકે કે એક વખતે જેને જ્ઞાનપૂર્વક પતિ ગણ્યો અને જાણ્યો તેનો દેહપાત થતાં પણ તેનું જ સ્મરણ રાખીને સંતોષ વાળવો, એટલું જ નહિ પણ તે સ્મરણમાં આનંદ માનવો અને એ જ રીતે હિંદુસ્થાનની હજારો વિધવાઓ આચરણ કરીને પ્રાતઃસ્મરણીય બની છે.

૬. એક વેળા ગં. સ્વ. રમાબાઇ રાનડેને મળવા જવાનો મને પ્રસંગ આવ્યો હતો અને એમના ખાસ ઓરડાની અંદર જ મેં એમનાં દર્શન કર્યાં. એ ઓરડામાં મુખ્ય સ્થાને મેં એક કોચ જોયો અને તેની ઉપર ન્યાયમૂર્તિ મરહુમ રાનડેની છબી જોઈ. હું સમજ્યો તો ખરો, પણ મારી સમજ બરાબર હતી કે નહિ એ જાણવા સારૂ એમને મેં પૂછ્યું 'આ છબી કોચ ઉપર કેમ રાખી છે?' એમણે કહ્યું 'એ કોચ એમનો જ હતો. એની ઉપર જ હમેશાં એ બિરાજતા તેથી એ કોચને મેં એમની છબીને સારૂ જ રાખેલો છે. અને એની છાયા તળે હું હમેશાં વસું છું અને સૂઉં છું.' આ પવિત્ર શબ્દો સાંભળી હું આનંદમાં ગરકાવ થયો અને વૈધવ્યની શોભા વધારે સમજ્યો. આવી પતિવ્રતા રમાબાઇ હિંદુસ્થાનમાં ઠેકઠેકાણે છે એ તો હું જાણું છું.

## पाठ ९१ मो. पत्निव्रत.

પણ પત્નિવ્રતા પુરૂષો કયાં હશે? અને જો ન હોય તો પતિવ્રતા સ્ત્રીઓની પૂજા કરીને પુરૂષોએ સંતોષ વાળી લેવાનો છે કે પોતે પણ પત્નીવ્રત દૃઢતાપૂર્વક પાળીને પતિવ્રતા સ્ત્રીઓની પૂજા કરવાની છે? અનુકરણના જેવી બીજી કઇ પૂજા હોય? અથવા જ્યાં અનુકરણનો જરાએ વિચાર નથી ત્યાં શાબ્દિક પૂજાની કેટલી કિંમત આંકી શકાય? હું હિંદુસ્થાનમાં વસી હિંદુસ્થાનના જીવનનો પ્રત્યેક ક્ષેત્રમાં સારી પેઠે અનુભવ કરી રહ્યો છું. સામાન્ય રીતે ચારિત્રવાન ગણાતા–પોતાની સ્ત્રી ઉપર સારી પ્રીતિ રાખતા દેખાતા જુવાનોને ઘરભંગ થતાં તુરત જ સગાઇ કરતા અને પરણુવા બેસતા મેં જોયા છે અને હું અત્યંત ખેદ પામ્યો છું.

૨. જો આપણે અમુક રિવાજના ગુલામ ન બની ગયા હોઈએ તો ઘરભંગ થએલ પુરૂષ સ્મશાનમાંથી હજુ ઘેર પહોંચ્યો નથી તેના પહેલાં જ પરણવાનો વિચાર કરી શકે એ આપણને કમકમાટી

ઉપજાવનારો વિચાર લાગવો જોઇએ. તેને બદલે મા પોતાના ઘરભંગ દીકરાને તુરત પરણતો જોવા ઇચ્છે છે. સાસુ પણ પોતાના ઘરભંગ થએલા જમાઇને પરણવામાં ઉત્તેજન આપે છે અને જમાઈ એ ઉત્તેજન લેતાં જરાએ શરમાતો નથી. એવા પુરૂષના રડવાનો શો અર્થ હશે ? એવા પુરૂષ પોતાની આગલી સ્ત્રીનું સ્મરણ રાખવા અનેક ઉપાયો યોજે એની શી કિંમત ? અથવા તો પોતે નવી સ્ત્રી લાવેલો છે એની ઉપર જે હાવભાવ રેડી રહેલો છે તેની તે નવી સ્ત્રીએ કેટલી કિંમત ગણવી ? આવું જીવન વિચારમય કેમ ગણી શકાય ? હું તો એમાં અધર્મજ જોઉં છું અને જ્યાં લગી પુરૂષવર્ગ આ પ્રમાણે ઉદ્ધતાઇ વાપરવા તૈયાર છે ત્યાં લગી વૈધવ્યનાં વખાણ કરવાં એ પણ મને તો કેવળ દંભ લાગે છે અને પુરૂષના સ્વાર્થની પરિસીમા જણાય છે.

૩. જે સ્ત્રીની સાથે પુરૂષે કેટલાંક વર્ષો સુધી મૈત્રી રાખેલી છે, જેનાં દુઃખે તે દુઃખી થયો છે, જેના સુખમાં ભાગ લીધો છે, જેની સાથે ભોગવિલાસ કર્યા છે, જેની સાથે ચોવીસે કલાક રહ્યો છે, તે સ્ત્રીનો દેહપાત થતાં, શું પુરૂષે સામાન્ય મિત્રનાં વિયોગથી જેટલો શોક પાળે તેટલો પણ નહિ પાળવો ?

૪. ઇંગ્લંડમાં જ્યાં વિધવાને પુનર્વિવાહ કરવાની છૂટ છે ત્યાં લોકલજ્જાને વશ થઇને પણ ખાનદાન સ્ત્રીની બીજા પુરૂષનો સંગ કરવાની એક વર્ષ લગી હિમ્મત ચાલતી નથી. પણ હિંદુસ્થાનના પુરૂષની ખાનદાની ઘણે ભાગે સ્મશાનની હદથી આગળ નથી જઇ શકતી અને કોઇ કોઇ વખતે તો ચિતામાં પોતાની પવિત્ર સ્ત્રીના દેહની સાથે ભસ્મ થાય છે અને સ્મશાનની હદમાંજ નાતીલાઓ તેની સાથે નવા વિવાહની વાત કરતાં અચકાતા નથી અને ઘરભંગ થએલો પુરૂષ તે સાંભળતાં શરમાતો નથી.

૫. આ દયાજનક સ્થિતિમાંથી હિંદુસ્થાને ઉગરી જવું આવશ્યક છે. વિધવા-વિવાહની હીલચાલમાં પણ હું તો પુરૂષનું

જાણે અજાણ્યે સ્વાર્થીપણું જોઉં છું. વિધવાને પરણતી કરી મૂકીને પુરૂષ પોતાની શરમ ભૂલી જવા ઇચ્છે છે. જો વિધવાના વૈધવ્યનું દુ:ખ પુરૂષ માનતો હોય તો પોતે અખંડ પત્નીવ્રત પાળીને એ દુ:ખ વિસરાવી શકે. આવા વિષયોમાં લોકમત એટલો બધો ક્ષીણ થઈ ગયો છે કે સુશિક્ષિત ખાનદાન કુટુંબના ગણાતા પુરૂષો પણ કજોડાં કરતાં, ઘરભંગ થતાં તુરત પરણવામાં જરાયે લજ્જિત નથી થતા એવું મેં હિંદુસ્થાનમાં ચોમેર જોયું છે.

૬. પણ પુરૂષો પોતાની ફરજ બજાવે યા ન બજાવે, સ્ત્રીઓ પોતાના હક કેમ સિદ્ધ ન કરે ? સ્ત્રીઓને મતાધિકાર જરૂર મળવો જોઇએ. પણ જે સ્ત્રીઓ પોતાના સામાન્ય હક સમજતી નથી અથવા સમજતી છતી તે હકો મેળવવા શકિત નથી ધરાવતી એ મતાધિકારને લઇને શું કરશે ? સ્ત્રીઓ મતાધિકાર ભલે મેળવે. ભલે હિંદુસ્થાનની ધારાસભાઓમાં જાય; પણ સ્ત્રીઓની પ્રથમ ફરજ પુરૂષો તરફથી જાણે કે અજાણ્યે થતા અત્યાચારોમાંથી બચી હિંદુસ્થાનને શોભાવવાની ને વીર્યવાન બનાવવાની છે.

૭. જ્યારે અજ્ઞાની મા પોતાની તેટલીજ અજ્ઞાની છોકરીને તુરત ઘરભંગ થએલા પુરૂષના વિષયાગ્નિમાં હોમી દેવાને તૈયાર છે ત્યારેજ એવા પુરૂષો હજી વિયોગ દુ:ખનાં આંસુ સૂકાયાં નથી ત્યાંજ ફરી પરણવાનો વિચાર કરી શકે છે. મારી તો માન્યતા છે કે આવા પ્રકારના સુધારા કરવા એ સ્ત્રીઓનો હક્ક છે એટલુંજ નહિ પણ એ સ્ત્રીઓની ફરજ છે. પોતા પ્રત્યે, પુરૂષ પ્રત્યે અને હિંદુસ્થાન પ્રત્યે.

## पाठ ९२ मो. बाळवध.–भाग १ लो.

ન્યુઝીલેંડમાં એક વર્ષમાં એક હજાર બાળકોમાંથી ૫૧નું મરણ થાય છે. મુંબઈમાં ૩૨૦ અને સંયુક્ત પ્રાંતમાં ૩૫૨. આ હકીકત ગમે તે રીતે તપાસીએ તોપણ આપણને કમકમાટી ઉપજા-

વનારી છે. કારણો સબળ અને ઉપાય થઈ શકે તેવાં છે. પ્રતિકૂળ કારણોમાં વધારો થતો જાય છે. કારણોમાંનાં કેટલાંક નીચે પ્રમાણે છેઃ–

(૧) હવા. (૨) ખોરાક. (૩) બાળવિવાહ અને કજોડાં. (૪) સ્વછંદ. (૫) આરોગ્ય વિષે અજ્ઞાન. (૬) અસહ્ય મોંઘવારી.

૨. આપણી હવા આપણે બદલી શક્તા નથી. સારામાં સારી હવાવાળા મુલકોમાંનો ન્યુઝીલેંડ એક પ્રદેશ છે. પ્રમાણમાં હિંદુસ્થાનની હવા દુર્બળ કરનારી ગણાય છે. ઘણી ગરમીમાં શરીરને બરોબર બાંધવું એ મુશ્કેલ છે ગરમી કરતાં પણ ભેજવાળા પ્રદેશ વધારે હાનિકારક છે એવો સાર્વજનિક અનુભવ છે. એમ છતાં ઈશ્વરે મનુષ્યને એટલી શક્તિ આપી છે કે તે ઘણે ભાગે આવી અગવડોને ઓળંગી શકે છે. ઓછાવત્તા પ્રમાણમાં સૌ કોઈ આવી અડચણો દુર કરે છે. જેટલે દરજ્જે મરણપ્રમાણ ઓછું કરવામાં હવા પ્રતિકૂળ છે તેટલે દરજ્જે આપણે યોગ્ય ઈલાજો લઈને હવાની પ્રતિકૂળતા મટાડી શકીએ છીએ. આમાં આપણી ગરીબાઈ એ મોટામાં મોટું વિઘ્ન છે.

૩. બાળકોનો ખોરાક હમેશાં જોઈએ તેવો નથી હોતો. બાળકોના ખોરાકનો વિષય સમજવો ઘણો સ્હેલો છે. બાળક માતાના દુધ ઉપર અને માતાનું દૂધ બંધ થાય એટલે ગાયના દૂધ ઉપર જ ઉછેરાવું જોઇએ તેને બદલે બાળકને હજુ દાંત નથી આવ્યા તેના પહેલાં દૂધને બદલે રાંધેલું અનાજ આપવામાં આવે છે. બાળકની હોજરી અનાજ પચાવવા તૈયાર નથી હોતી એના પહેલાં તેને અનાજ મળે છે તેથી બાળકને રોગો થાય છે, તે નબળું બને છે, અને કેટલીક વેળા વગર મોતે મરે છે. અયોગ્ય ખોરાકમાં પણ આપણી ગરીબાઇ અને આપણું અજ્ઞાન મુખ્ય કારણો છે.

૪. ઉપરનાં બંને કારણ કરતાં પણ મોટું કારણ બાળવિવાહ અને કજોડાં છે. પંદર વર્ષની છોકરી પ્રસવને લાયક હોય જ નહિ.

એવી છોકરીના સંતાનમાં શહુર અથવા જીવનશક્તિ મંદ હોય છે. આપણાં બાળકો એટલાં દમ વિનાનાં હોય છે કે તેને ઉછેરવાં એ ઘણી મુશ્કેલીનું કામ થઇ પડે છે. તેથી ઘણાં બાળકો પોતાના પહેલા વર્ષની અંદર જ મરણ પામે છે, અને જેમ બાળવિવાહને તેમ કજોડાંને ઘણાં બાળકોનાં મરણ આભારી છે. યોગ્ય ઉમરે પહોંચ્યા પહેલાં જે પુરૂષો લગ્ન કરે છે તેને થતી પ્રજા ન જીવી શકે એ નવાઇની વાત નથી.

૫. વળી સ્વછંદ એ પણ બાળકોના મરણનું પ્રમાણ અવશ્ય વધારે છે. પશ્ચિમના લોકો ધર્મને અર્થે નહિ પણ પોતાના શરીરની સુખાકારીને અર્થે, અને ઘણી પ્રજા વધે તો તેનું પાલન કરવું મુશ્કેલ થાય તેથી પ્રજોત્પત્તિ ઉપર અંકુશ રાખે છે. આપણે સારૂ એવો હેતુ સ્વછંદ રોકવા પુરતો નથી થતો. પણ હિંદુસ્તાનમાં ધર્મમય જીવન ગાળવાનો આપણે પશ્ચિમના દેશોની અપેક્ષાએ ભારે દાવો કરીએ છીએ. એમ છતાં આપણે ધર્મે મુકેલા અંકુશોને ગણકારતા નથી; તેથી ઘણાં માબાપો ધર્મનો કે અર્થનો વિચાર કર્યા વિના વિષયાસકત રહી પ્રજાની ઉત્પત્તિ વખતે કે કવખતે કર્યા જ કરે છે. પરિણામે જાણ્યેઅજાણ્યે રોગી બાળકો જન્મે છે, અને તેથી બાળઅવસ્થામાં જ મૃત્યુને વશ થાય છે.

૬. આરોગ્ય વિષેના નિયમોનું આપણને અઘોર અજ્ઞાન છે. માતા અથવા પિતા બેમાંથી એકેને એ વિષે કાંઈ જ્ઞાન નથી. જ્યાં જ્ઞાન છે ત્યાં તેનો અમલ કરવાનું આળસ છે, અને જ્યાં આળસ નથી ત્યાં સાધનોનો અભાવ છે. પરિણામ એનું એ જ આવે છે કે બાળકોમાં મરણ વધતાં જાય છે. ઘણી વેળા કેવળ અજ્ઞાની સુયાણી બાળકોની હત્યાનું કારણ બને છે. તેને સુવાવડીની માવજતની ખબર હોતી નથી. સામાન્ય નિયમોનું પાલન માતા પાસે એ કરાવતી નથી. તેથી બાળકો જન્મતાં જ કફોડી સ્થિતિમાં ઉછરે છે

અને મરણનો ભોગ થઇ પડે છે. જો પ્રથમના બે માસ સુધીમાં બાળક ઉગરી ગયું તો સુયાણીના જેટલી જ અજ્ઞાની માતા બચ્ચાંને ગમે તેમ ઉછેરીને જ્યારે તેને મારતી નથી ત્યારે તેની તબીઅતને તો જરૂર ધકકો પહોંચાડે છે.

૭. છેલ્લું કારણ વધતી જતી અસહ્ય મોંઘવારી છે. મોંઘવારીને લીધે દૂધ ઘીના સાંસા પડે છે. ઘઉંના ખોરાકની જરૂર છે ત્યાં ઘઉં પણ મળતા નથી. એટલે માતાનું દૂધ દહાડે દહાડે નબળું થાય છે, ને માતાનું દૂધ બંધ થતાં માતાના જ્ઞાન છતાંયે બચ્ચાંને, સારૂં કે પૂરતું દૂધ મળતું નથી. ટાઢને સમયે કપડાં નથી મળતાં, ઘરની સગવડ પણ ઓછી જ મળે છે. આમ સંજોગોની પ્રતિકૂળતા એટલી બધી છે કે બાળકોના ભયંકર મરણ પ્રમાણમાંથી ઉગરવું મુશ્કેલ થઈ પડયું છે.

૮. એમ છતાં ઉપાયો લીધે જ છુટકો છે, ઉપાયો લઇ શકાય એવા છે. પ્રજાની કેળવણી સારા પાયા પર મુકાય તો સહેજે બાળક ઉછેરવાનું સામાન્ય જ્ઞાન મળે. દરમ્યાન બાળઉછેરના નિયમો સમજાવવા સારૂ ઘણી સરળ ભાષામાં નાનાં પુસ્તકો લખી તેનો ફેલાવો થાય, ભાષણો મારફતે માતપિતાને જ્ઞાન અપાય, ભેજવાળી હવામાંથી કેટલેક દરજ્જે દરેક જણ પોતાનો બચાવ અલ્પ પ્રયત્નથી કરી શકે છે. ઘરની આસપાસનો ને ઘર માંહેનો ભેજ જાતમહેનતથી દૂર કરી શકાય. બાળકને સારૂ દૂધ બીજી કરકસર કરીને પણ મેળવવું અશકય ન હોવું જોઇએ. દૂધના જેવો સંપૂર્ણ ખોરાક બીજો નથી.

૯. મોંઘવારી એ એવી પીડા છે કે તેનો ઈલાજ કોઈપણ રીતે થઇ જ રહેશે, એવી મારી માન્યતા છે. પ્રજાની કમાણી વધે તો મોંઘવારી સહન થાય. એટલે કાં તો કમાણી વધશે અથવા મોંઘવારી દૂર થશે એમાં શક નથી. છતાં આપણો ધર્મ તો મોંઘવારી દૂર કરવાના ઇલાજો જ લેવાનો છે.

## पाठ १३ मो. हिंदुधर्म.—भाग १ लो.

હું હમેશાં જ મને પોતાને સનાતની હિંદુ તરીકે ઓળખાવું છું. અને છતાંયે હિંદુધર્મને નામે થનારી એવી કેટલીએ બાબતો છે જે મને માન્ય નથી. જો હું સાચો સનાતની ન હોઉં તો પોતાને સનાતની અગર એવા જ બીજા નામથી ઓળખાવવાની મને ઈચ્છા નથી. તેમ એક મોટા ધર્મના નામનો આશ્રય લઈને તેમાં છૂપી રીતે કશો સુધારો કે બગાડો દાખલ કરવાની પણ મારી અલબત્ત ઈચ્છા નથી. તેથી મારો એ ધર્મ થઈ પડ્યો કે સનાતન હિંદુ ધર્મનો હું કેવો અર્થ કરૂં છું તે મારે એકવાર સ્પષ્ટ પણે ચોખ્ખું કરી દેવું. 'સનાતન' શબ્દ હું એના સ્વાભાવિક અર્થમાં જ હમેશાં વાપરૂં છું.

૨. હું મને પોતાને સનાતની હિંદુ કહેવડાવું છું કારણ કેઃ—

૧. હું વેદોને, ઉપનિષદોને, પુરાણોને અને જે બધા ગ્રંથો હિંદુ ધર્મશાસ્ત્રોને નામે ઓળખાય છે, તેને માનું છું અને તેથી અવતારોને અને પુનર્જન્મને પણ માનું છું.

૨. હું વર્ણાશ્રમધર્મને મને લાગે છે કે એના મૂળ વૈદિક અર્થમાં માનું છું. એના આજના લૌકિક અને અણઘડ અર્થમાં નહિ.

૩. હું ગૌરક્ષાને તેના આજના લૌકિક અર્થ કરતાં ઘણાં વધારે વિશાળ અર્થમાં માનું છું.

૪. મૂર્તિપૂજાને વિષે મારી અનાસ્થા નથી.

૩. વાંચક જોશે કે વેદો તેમજ બીજાં શાસ્ત્રોનો ઉલ્લેખ કરતાં તેમને અપૌરૂષેય અગર ઈશ્વરપ્રણીત કહ્યાં નથી, કારણ એકલા વેદ

જ અપૌરૂષેય કે ઈશ્વરપ્રણીત હોય એમ હું માની શકતો નથી. હું તો બાઈબલ, કુરાન અને ઝંદઅવસ્તાને પણ વેદના જેટલાં જ ઈશ્વર પ્રેરિત સમજું છું. આ ધર્મગ્રંથોનું મને કશું પ્રત્યક્ષ જ્ઞાન છે એવો મારો દાવો નથી. છતાં જે મુદ્દાનાં સત્યો ધર્મશાસ્ત્રો ઉપદેશે છે તે હું અંતરથી ઓળખું છું. અને લાગણીથી સમજું છું એવો અલબત્ત મારો દાવો છે. શાસ્ત્રના મારી બુદ્ધિને કે નૈતિકદૃષ્ટિને અળખામણા લાગે એવા કોઈ પણ અર્થથી--પછી તે ચાહે તેટલા વિદ્વત્તાપૂર્ણ કાં ન હોય –બંધાવાની હું ના પાડું છું.

૪. અત્યારના શંકરાચાર્યો અગર શાસ્ત્રીઓ પોતે હિંદુ ધર્મશાસ્ત્રોનો જે અર્થ કરી બતાવે છે તે જ એક સાચો છે એવો દાવો કરતા હોય તો હું તેનો વધારેમાં વધારે આગ્રહપૂર્વક નિષેધ કરૂં છું. ઉલટું હું એમ માનું છું કે આ ધર્મગ્રંથોનું આપણું અત્યારનું જ્ઞાન છેક અસ્તવ્યસ્ત છે. જેણે અહિંસા, સત્ય અને બ્રહ્મચર્યમાં પૂર્ણતા પ્રાપ્ત નથી કરી અને જેણે સર્વ પ્રકારની માલેકી અને ધનવૈભવનો ત્યાગ નથી કર્યો તેવા કોઈપણ મનુષ્ય શાસ્ત્રોને ખરેખરાં સમજી ન શકે એ ધર્મસૂત્રમાં મારી સંપૂર્ણ શ્રદ્ધા છે. હું ગુરૂની પ્રથાને માનું છું પણ સાથે સાથે એ પણ જોઉં છું કે અત્યારે તો લાખો મનુષ્યોએ ગુરૂ વગર જ પોતાની જીવનયાત્રા પૂરી કરવી રહી છે.

૫. પણ આથી પોતાના ધર્મમાં રહેલું સત્ય કદિપણ જાણવાની બાબતમાં માણસે નિરાશ થવાની બીલકુલ જરૂર નથી. કારણ બધા મહાન ધર્મોની પેઠે જ હિંદુધર્મના પણ પાયાના સિદ્ધાંતો સનાતન હોઈ સ્હેજે સમજાય તેવા છે. દરેક હિંદુ ઈશ્વરને માને છે; તે 'एकमेवाद्वितीयम' છે એમ માને છે; પુનર્જન્મને અને મોક્ષને માને છે.

૬. હિંદુધર્મનું તત્વ મોક્ષ છે. મોક્ષને સારૂ હું મથી રહ્યો છું. મારી બધી પ્રવૃત્તિ મોક્ષને ખાતર છે. જેટલો વિશ્વાસ મને મારા દેહના અસ્તિત્વ વિષે ને તેની ક્ષણિકતાને વિષે છે, તેટલોજ આત્માના અસ્તિત્વ વિષે ને તેના અમરત્વને વિષે છે. પણ જે ખાસ વસ્તુ હિંદુધર્મને બીજા ધર્મોથી નોખો પાડે છે તે તેની ગોરક્ષા અને વર્ણાશ્રમધર્મ છે.

## पाठ १४ मो. हिंदुधर्म.—भाग २ जो.

વર્ણાશ્રમ તો મને લાગે છે કે મનુષ્યસ્વભાવમાં જ રહેલી વસ્તુ છે. હિંદુધર્મે શાસ્ત્રીય ઢબે તેનો વિચાર કરી તેને શાસ્ત્રની પૂર્ણતાએ પહોંચાડેલ છે એટલું જ. એ જન્મથીજ પ્રાપ્ત થનારી વસ્તુ છે. માણુસ સ્વેચ્છાયે પોતાનો વર્ણ બદલી શકતો નથી. પોતાનો વર્ણાશ્રમ ન પાળવો એ પરંપરાને તોડવા સમાન છે. પણ વર્ણાશ્રમના તત્વને લઇને એક વર્ણની અસંખ્ય ન્યાતો અને પેટા ન્યાતો કરી મૂકનારે એ સિદ્ધાંતની જોડે અણુઘટતી છૂટ લઇ તેની વિંડબના જ કરી છે. ચાર વર્ણ સમાજનાં બધાં પ્રયોજનને માટે તદ્દન પૂરતા છે

૨. વર્ણાંતર રોટી કે બેટીવહેવારથી માણુસનો જન્મથી મળેલ દરજ્જો કે અધિકાર નષ્ટ થવોજ જોઇએ એમ હું નથી માનતો. ચાતુર્વર્ણ્યે માણુસને તેના વ્યવસાય નક્કી કરી આપ્યા છે. તે મનુષ્યના સામાજિક વહેવારની મર્યાદા બાંધતો કે નિયમને કરતો નથી. ચાતુર્વર્ણ્યે માણુસના ધર્મો દોરી દીધા છે; તેને જુદા જુદા ચડિઆતા કે ઉતરતા હકો બક્ષ્યા નથી. મને લાગે છે કે હિંદુધર્મની પ્રકૃતિથી જ એ વિરૂદ્ધ છે કે પોતાનામાં ઉંચા કે બીજાનામાં નીચા દરજ્જાનું આરોપણુ કરવું. હિંદુ દૃષ્ટિએ તો સર્વ જ વર્ગ ઈશ્વરની સૃષ્ટિને સેવવા જન્મેલા છે. બ્રાહ્મણુ પોતાના જ્ઞાનથી,

ક્ષત્રિય પોતાની રક્ષણશકિતથી, વૈશ્ય તેના વાણિજ્યબળથી અને શુદ્ર તેના શરીરયજ્ઞથી.

૩. આનો અર્થ એમ નથી કે બ્રાહ્મણ શરીરયજ્ઞ કરવાના ધર્મથી અગર તો પોતાનું અને બીજાનું રક્ષણ કરવાના ધર્મથી છૂટો છે. અર્થ એટલો જ છે કે બ્રાહ્મણ એના જન્મવડે કરીને પ્રધાનપણે જ્ઞાની છે, અને પરંપરાગત સંસ્કારદ્વારા તેમ જ કેળવણીદ્વારા જ્ઞાન બીજાને આપવાને સૌથી વધુ લાયક છે. તેમ એનો અર્થ એમ પણ નથી કે શુદ્રને તે જેટલું ઇચ્છે તેટલું જ્ઞાન સંપાદન કરવાનો અધિકાર નથી. માત્ર તે તેના શરીરયજ્ઞ દ્વારા જ સૌથી વધુ સારી સેવા બજાવી શકશે અને તેથી તેણે બીજાઓની, તેમના માંના સેવાને લાયકના ખાસ ગુણોની અસૂયા ન ધરવી ઘટે. પણ જે બ્રાહ્મણ પોતાના જ્ઞાનધનનો ગર્વ ધરીને પોતાને બીજાના કરતાં ચડિઆતો ગણાવવા માગે છે તે નીચો પડે છે અને અજ્ઞાની છે.

૪. આ જ ન્યાય પોતાના ખાસ સંસ્કારોનું અભિમાન કરી તેને અંગે ખાસ હકો ભોગવવા માગનારા હરકોઈ બીજાઓને પણ લાગુ છે. વર્ણાશ્રમધર્મ એ સંયમ ઉપર, શક્તિસંચય ઉપર અને તેના ઝીણવટભર્યા ઉપયોગ ઉપર રચાએલો છે, સ્વચ્છંદ ઉપર નહિ.

૫. આમ જો કે વર્ણાશ્રમને વર્ણાંતર રોટી કે બેટીવહેવારથી ધકકો નથી પહોંચતો, છતાં હિંદુધર્મ જુદા જુદા વર્ણો વચ્ચેના રોટી અગર બેટી વહેવાર પ્રત્યે આગ્રહપૂર્વક અરૂચિ દર્શાવે છે. હિંદુધર્મ સંયમની પરિસીમાયે પહોંચી શકયો છે. આત્માનો મોક્ષ સાધવાને ખાતર દેહનું દમન કરવા કહેનારો એ ધર્મ છે. આમ હિંદુધર્મમાં બાપે પોતાના દીકરાની જોડે બેસીને ખાવું જ જોઇએ એવો વિધિ નથી.

૬. એક મર્યાદિત વર્ગમાંથી જ પોતાના ઘરને માટે કન્યા પસંદ કરવાનો વિધિ પણ ભારે સંયમ સિવાય બીજું શું સૂચવે છે? વળી વિવાહિત સ્થિતિને પણ હિંદુધર્મ મોક્ષને સારૂ કંઈ અનિવાર્ય ગણતો નથી. હિંદુની દૃષ્ટિએ તો જન્મ જેમ આત્માનું પતન છે તેમ લગ્ન પણ પતન જ છે. મોક્ષ એટલે જેમ જન્મબંધનથી મુક્તિ તેમ મરણના બંધનથી પણ મુક્તિ. આત્માના ત્વરિત વિકાસને માટે વર્ણાંતર રોટી કે બેટી-વહેવારનો નિષેધ જરૂરી વસ્તુ છે.

૭. પણ આવો સંયમ એ કંઇ વર્ણની કસોટી કે લક્ષણ નથી. બ્રાહ્મણ પોતાના શુદ્ર ભાઈની જોડે બેસીને ખાય છતાં જ્યાં સુધી તેણે જ્ઞાનદાન કરવાનો પોતાનો સ્વધર્મ મૂકયો નથી ત્યાં સુધી તે બ્રાહ્મણ મટતો નથી. આ બધા ઉપરથી એટલું ફલિત થાય છે કે રોટી કે બેટીવહેવારને લગતા સંયમ કે મર્યાદાધર્મો વર્ણોની ઉચ્ચતા કે નીચતાના ખ્યાલ ઉપર રચાયા નથી. જે હિંદુ એવી કશી ઉચ્ચતા કે નીચતાના ખ્યાલને કારણે બીજાની જોડે જમવાની ના પાડે છે તે હિંદુધર્મને ખોટા રૂપમાં રજૂ કરે છે.

૮. દુર્ભાગ્યે, આજકાલ હિંદુધર્મ માત્ર ખાવા અને અભડાવાની ચર્ચામાંજ આવી રહેલો જોવામાં આવે છે. મને ભય છે કે શું ખાવું અને કોની જોડે ખાવું એના ઝીણામાં ઝીણા વિધિનિષેધ નક્કી કરવા પાછળ જ જો હિંદુધર્મ પોતાનું બધું બળ રોકશે તો તે થોડા જ વખતમાં ખરી વસ્તુને ખોઇ બેસશે. માદક પદાર્થો અથવા ખોરાકોના સેવનથી દૂર રહેવું અગર તો માંસાહાર ન કરવો એ આત્માના વિકાસની દિશાએ ભારે મદદકર્ત્તા છે એ સાચું, પણ તેથી તે એકજ વસ્તુ કંઇ ધર્મનું સારસર્વસ્વ નથી. હર-કોઇની જોડે બેસીને ખાનારા, ને માંસાહાર કરનારા, છતાં ઈશ્વરથી ડરનારા અનેક માણસો, માંસાહારથી અને બીજી ઘણી વસ્તુઓથી

ભારે ચુસ્તતાપૂર્વક દૂર રહેનારા અને છતાંયે પોતાના પ્રત્યેક કાર્યથી ઈશ્વરને અપમાન પહોંચાડનારા માણસોના કરતાં, મોક્ષદશાની વધુ જ નજીક છે.

## पाठ १९ मो. हिंदुधर्म.-भाग ३ जो.

આ બધું છતાં હિંદુધર્મની પ્રધાનવસ્તુ, નિરાળી જ છે. તે ગોરક્ષા. ગૌરક્ષા એ મનુષ્યના આખા વિકાસક્રમમાં મને સૌથી અલૌકિક વસ્તુરૂપે ભાસી છે. ગાયનો અર્થ હું માણસની નીચેની આખી મૂંગી દુનિયા એવો કરૂં છું. ગાયને બહાને એ તત્વદ્વારા માણસને આખી ચેતનસૃષ્ટી જોડે આત્મીયતાનો અનુભવ કરાવવાનો એમાં પ્રયત્ન છે. આવો દેવભાવ ગાયને જ કેમ આપવામાં આવ્યો હશે એ પણ મને તો સ્પષ્ટ છે. ગાય જ હિંદુસ્થાનમાં માણસનો સૌથી સાચો સાથી—સૌથી મોટો આધાર-હતી. એ જ એક હિંદુસ્થાનની કામધેનું હતી. તે માત્ર દુધ જ આપનારી નહોતી. આખી ખેતીનો એ આધારસ્તંભ હતી.

૨. ગાય એ દયાધર્મની મૂર્તિમંત કવિતા છે. આ ગરીબ અશરાફ પ્રાણીમાં આપણે કેવળ દયા જ ઉભરાતી જોઈએ છીએ. લાખો કરોડો હિંદીઓને ઉછેરનારી એ માતા છે. એ ગાયની રક્ષા તે ઈશ્વરની આખી મૂકસૃષ્ટિની રક્ષા છે. જે અજ્ઞાત ઋષિ કે દ્દષ્ટાયે આ ગૌપુજા ચલાવી તેણે ગાયથી શરૂઆત કરેલી. એથી નિરાળું બીજું કશું એનું ધ્યેય હોઈ જ ન શકે. આ પશુસૃષ્ટિની અરજ મૂંગી છે તેથી વધારે જ અસરકારક છે. ગૌરક્ષા એ હિંદુધર્મે દુનિયાને આપેલી બક્ષીસ છે. અને હિંદુધર્મ પણ જ્યાં સુધી ગાયની રક્ષા કરનારા હિંદુઓ છે ત્યાં સૂધી જ રહેશે.

૩. એ ગાયની રક્ષા કઈ રીતે થાય ? રસ્તો એજ છે કે ગાયને બચાવવા જાતે મરવું. ગાયને બચાવવા ખાતર માણસને મારવા

તૈયાર થવું એ તો હિંદુધર્મ તેમજ અહિંસાધર્મ બન્નેનો ઇન્કાર કર્યા સમાન છે. હિંદુઓને તો પોતાની તપસ્યાના, પોતાની આત્મ-શુદ્ધિના અને આપભોગના બળથી ગાયની રક્ષા કરવાનું કહેલું છે. આજ સુધીની ગૌરક્ષા તો મુસલમાન જોડે કાયમના કંકાસ અને ઝેર કરવામાં આવી રહી હતી. જ્યારે ખરૂં જોતાં ગૌરક્ષાનો અર્થ એ કે આપણે આપણી પ્રેમસેવાથી મુસલમાનોનાં મન જીતી લેવાં.

૪. પણ ખુદ હિંદુઓ પોતે ગૌરક્ષા કેટલી સમજે છે? થોડા અરસા ઉપર એક મુસલમાન મિત્રે મને એક પુસ્તક મોકલેલું, તેમાં ગાય અને તેની ઓલાદ ઉપર આપણે જે ઘાતકીપણું ગુજારીએ છીએ તેનાં વિગતવાર વર્ણનો કરેલાં હતાં. તેનું ટીપેટીપું દુધ ખેંચી લેવાને ખાતર આપણે તેનું કેવું લોહી લઇએ છીએ, આપણે તેને ભૂખે મારી કેવી હાડપિંજર કરી મૂકીએ છીએ, તેનાં વાછરડાંઓની આપણે કેવી દુર્દશા કરીએ છીએ, તેમને આપણે કેવા પુરૂં ધાવવા પણ દેતા નથી, બળદો પર આપણે કેવો જુલમ ગુજારીએ છીએ, આપણે તેમને કેવા ખસ્સી કરીએ છીએ, આપણે તેને કેવા ચાબખા, પરોણી અને આરોના માર મારીએ છીએ, આપણે તેમના પર કેવા અનહદ બોજા લાદીએ છીએ–આ બધાનું એમાં વર્ણન હતું. જો તેમને વાચા હોય તો કદાચ તેઓ આપણી સામે એવા તો અમાનુષ અપરાધોની સાક્ષી પૂરત કે દુનિયાં બધી કમકમી ઉઠત !

૫. આ મૂંગાં પશુઓ પર ઘાતકીપણાના પ્રત્યેક કર્મથી આપણે હિંદુધર્મનો અને ઇશ્વરનો ઇન્કાર કરીએ છીએ. હું નથી માનતો કે દુનિયાના બીજા કોઇ પણ દેશમાં તેનાં ઢોરોની હાલત હિંદુસ્થાનના કરતાં ભૂંડી હોય. આમાં બીજા કોઇનો દોષ આપણે નહિ કહાડી શકીએ. આમાં આપણી ગરીબી પણ આપણે નહિ ગાઇ શકીએ. આપણાં ઢોરોની આ દુર્દશા આપણી ઘાતકી બેદર-

કારી શિવાય બીજા કશાની જ સૂચક નથી. આપણી પાંજરાપોળો આપણી દયાવૃત્તિ ઉપર ખડી થયેલી સંસ્થાઓ છતાં તે વૃત્તિનો અતિ બેહૂદો અમલ કરનારી સંસ્થાઓ માત્ર છે. તેઓ નમૂનેદાર ગૌશાળાઓ કે ડેરીઓ અને ધીકતી રાષ્ટ્રીય સંસ્થાઓ તરીકે ચાલવાને બદલે માત્ર ખોડાં ઢોરો રાખવાનાં ધર્માદા ખાતાંઓ જ થઈ પડી છે!

૬. હિંદુઓની પરીક્ષા ટીલાં કર્યાથી, સ્વરશુદ્ધ મંત્રો ભણ્યાથી, તીરથજાત્રાઓ કર્યાથી કે ન્યાતફિરકાઓના ઝીણામાં ઝીણા નિયમો ચીવટથી પાળ્યાથીયે નહિ પણ ગાયને બચાવવાની તેમની શકિતથી જ થવાની છે. અત્યારે તો ગૌરક્ષાધર્મનો દાવો કરનારા આપણે ગાયને અને તેના વંશને ગુલામ બનાવી જાતે ગુલામ બન્યા છીએ.

૭. હું શા સારૂ મને પોતાને સનાતની હિંદુ કહેવડાવું છું એ વાંચકને હવે સમજાશે. ગાય પ્રત્યેના મારા પૂજ્યભાવમાં હું કોઇથી ઉતરૂં એમ નથી. ખિલાફતની લડતને મેં અપનાવી છે, કારણ કે હું જોઈ રહ્યો છું કે ખિલાફતની રક્ષા મારફત ગાયની સંપૂર્ણ રક્ષા છે. મારી સેવાના બદલા તરીકે ગાયને બચાવવા હું મુસલમાન મિત્રોને નથી કહેતો; હું ઇશ્વર પાસે રોજ એટલી જ પ્રાર્થના કરૂં છું કે જે લડતને હું સચ્ચાઈની લડત માનું છું તેને વિષેની મારી સેવા એની નજરમાં એટલી સમાય કે તે મુસલમાનોનાં દિલ પલટાવે અને તેમને વિષે પોતાના હિંદુબિરાદરોને માટે એટલી મહોબ્બત પેદા કરે કે હિંદુઓ જેને પોતાના પ્રાણ સમાન પ્રિય સમજે છે તે જાનવરને તેઓ બચાવી લે.

## पाठ ९६ मो. हिंदुधर्म.–भाग ४ थो.

હિંદુધર્મ પ્રત્યેનો મારો ભાવ હું કઈ રીતે વર્ણવી શકું ? મારી સ્ત્રી પ્રત્યેનો મારો ભાવ હું વર્ણવી શકું તો હિંદુધર્મ

પ્રત્યેનો મારો ભાવ વર્ણવી શકું. મારી સ્ત્રી મારા અંતરને જે રીતે હલાવે છે તે રીતે દુનિયાની બીજી કોઇ સ્ત્રી હલાવી શકે એમ નથી. આનો અર્થ એવો નથી કે એનામાં હું કંઈ દોષ જોતો નથી. હું કહું છું કે હું જોઈ શકું છું તે કરતાં પણ ઘણા વધારે દોષો તેનામાં હશે. છતાં એક અટૂટ મમતાના બંધનની ભાવના અહોરાત્ર મારા અંતરમાં જાગ્રત છે. તે જ મમતાની ભાવના હિંદુધર્મને માટે પણ તેના બધા દોષો અને મર્યાદાઓ છતાં મારા અંતરમાં છે.

૨. ગીતા કે તુલસીરામાયણ (જે બે પુસ્તકોનું જ આખા હિંદુધર્મ ગ્રંથરૂપી અર્ણવમાં મને જ્ઞાન છે એમ કહેવાય) નું સંગીત મારામાં જે જીવન પૂરે છે તે દુનિયામાં બીજો કોઇ ગ્રંથ પૂરી શકે એમ નથી. જ્યારે હું અંતકાળને કિનારે છું એમ મને લાગ્યું હતું ત્યારે ગીતા જ મારા અંતરનો વિશ્રામ હતી. હિંદુમંદિરો અને દેવસ્થાનોમાં આજકાલ જે અનાચાર પ્રવર્તે છે તેથી હું અજાણ નથી; પણ એ બધા અકથનીય દોષો છતાં હું એ સંસ્થાઓને ચાહું છું. એની વાતોમાં મને જે રસ આવે છે તે બીજીમાં નથી આવતો. હું ઠેઠનો સુધારક છું; છતાં સુધારાની વ્યાકુળતામાં હું હિંદુધર્મના કોઈપણ આવશ્યક અંગનો ત્યાગ કરવા તૈયાર નથી.

૩. હું પાછળ કહીગયો કે મૂર્તિપૂજા પ્રત્યે મારી અનાસ્થા નથી. મૂર્તિ મારા મનમાં કશો પૂજ્યભાવ પણ પેદા નથી કરતી. છતાં હું માનું છું કે મૂર્તિપૂજા એ મનુષ્યસ્વભાવનું જ એક અંગ છે. આપણે કંઈ ને કંઇ સ્થૂલ વસ્તુને માનવા પૂજવાના તરસ્યા રહીએ છીએ. માણસ બીજી જગાના કરતાં મંદિર કે દેવાલયમાં જ કંઇક વધારે શાંત અને સાત્વિક મનોવૃત્તિવાળો બને છે એનું રહસ્ય બીજું શું છે? મૂર્તિ એ ઉપાસનાની સહાયક છે. કોઈ હિંદુ મૂર્તિને ઇશ્વર નથી સમજતો. હું મૂર્તિપૂજાને પાપ માનતો નથી.

૪. આટલા ઉપરથી સમજાયું હશે કે હિંદુધર્મ કોઈ સાંકડો ધર્મમત કે સંપ્રદાય નથી. એના ઉદરમાં સંસારની સર્વ વિભૂતિઓની પૂજાને સ્થાન છે. ધર્મપ્રચારનો જે સામાન્ય અર્થ લેવાય છે તે અર્થમાં એને ધર્મપ્રચારક પંથ નહિ કહી શકાય. એણે અનેક જાતિઓને પોતાનામાં સમાવી એ સાચું, પણ એ બધું વિકાસક્રમને ન્યાયે અદૃશ્ય ગતિએ બન્યું છે. હિંદુધર્મ દરેક માણસને તેની પોતાની જ શ્રદ્ધા અગર ધર્મની ઢબે ઇશ્વરને ભજવાનો આગ્રહ કરે છે અને તેથી સર્વ ધર્મોની જોડે એની સુલેહ છે.

૫. આવી મારી હિંદુધર્મની સમજણ હોવાથી હિંદુધર્મમાં અસ્પૃશ્યતાને હું કદિ પણ સાંખી શક્યો નથી. અસ્પૃશ્યભાવનાને હું હમેશાં હિંદુધર્મની ઉપર વળગેલો મેલ માનતો આવ્યો છું. અનેક પેઢીઓથી એ ચાલતો આવ્યો છે એ ભલે, પણ એવી બીજી પણ અનેક પ્રથાઓ આજદિન લગી ચાલતી આવી છે.

૬. દેવદાસીઓ અને મુરલીઓની પ્રથા હિંદુધર્મનું એક અંગ છે. એ વિચારે હું તો શરમથી મરી જ રહું. અને છતાં દેવધર્મને નામે આ ઉઘાડો વ્યભિચાર હિંદુસ્થાનના ઘણા ભાગોમાં હિંદુઓમાં પ્રવર્તે છે. વળી કાળીને બકરાંનો ભોગ આપવો એ વસ્તુને પણ હું નર્યો અધર્મ માનું છું અને એ હિંદુધર્મનું અંગ છે એવું માનતો નથી.

૭. હિંદુધર્મ એ તો અનેક યુગોનો વિકાસ છે. હિંદુધર્મ એ નામ પણ હિંદુસ્થાનના લોકોના ધર્મને સારૂ પરદેશીઓએ શોધી કહાડેલો શબ્દ છે. એક કાળે અહિંયાં ધર્મને નામે પશુઓનું બલિદાન અપાતું. પણ એ વસ્તુ ધર્મ ન હોય; ત્યાં હિંદુધર્મ તો કયાંથી હોય જ?

૮. એજ પ્રમાણે મને લાગે છે કે જ્યારે ગૌરક્ષાએ આપણા બાપદાદાઓમાં ધર્મનું સ્વરૂપ લીધું ત્યારે જેમણે ગોમાં-

સભક્ષણ ન જ છોડયું તેમને સમાજે બહિષ્કૃત કર્યા હશે. એ સામાજિક વિગ્રહ પણ જબરો ચાલ્યો હશે, અને ગોમાંસભક્ષણનો આગ્રહ ધરાવનારાઓની સામેનો એ સામાજીક બહિષ્કાર એકલા તેમની સામે જ ચાલીને ન અટકતાં તેમની પુત્રપૌત્રપરંપરાની સામે પણ ચાલૂ રહ્યો હશે.

૯. આમ ઘણેભાગે મૂળ શુભ ઈરાદાઓથી શરૂ થયેલી પ્રવૃત્તિ કાળે કરીને એક કઠણ નિર્ગુણ પ્રથા બની ગઇ તે એટલે સૂધી કે એ પ્રથાને કેવળ અનુચિતપણે કાયમનો ટેકો આપનારા કે તેની વિધિઓ સૂચવનારા શ્લોકો સુદ્ધાં ધીમેધીમે શાસ્ત્રગ્રંથોમાં ઘુસી ગયા! આ મારી કલ્પના સાચી હોય કે ન હોય તોપણ અસ્પૃશ્યભાવના આપણી વિવેક બુદ્ધિની સાવ વિરૂદ્ધ અને પ્રેમ કે દયાધર્મના આપણા કુદરતી ભાવોની વિરોધી છે એ તો નિઃસંદેહ છે. જે ધર્મ ગાયની પૂજા પ્રવર્તાવતાં અચકાતો નથી તે માણુસ જેવા માણુસનો આટલો ઘાતકી બહિષ્કાર કેમ બરદાસ કરી જ શકે અગર તો તેને ટેકો આપી શકે?

૧૦. તેથી આટલા કાળ કચડાએલા આ અસ્પૃશ્યવર્ગને તજવા કરતાં તો મારા ચૂરેચૂરા થઇ જાય તોપણ હું સંતોષ જ માનું. હિંદુઓ પણ જો પોતાના ઉદાત્ત ઉજ્જવળ ધર્મને આ અસ્પૃશ્યભાવનાના કલંકથી છોડવી ન લેતાં આમને આમ કલંકિત રાખશે તો તેઓ કદિપણ સ્વતંત્રતાને લાયક ગણા નહિ. અને હું હિંદુધર્મને મારા પ્રાણથી પણ અધિક વ્હાલી વસ્તુ ગણું છું તેથી જ આ કલંકનો ભાર મને અસહ્ય થઇ પડયો છે. હિંદુસમાજના એક પંચમાંશ હિસ્સાને આપણી જોડે સમાનભાવે મળવા ભળવાનો અધિકાર આપવાનો ઈન્કાર કરીને ઇશ્વરનો ઇન્કાર કરવાનો શું હિંદુઓ આગ્રહ ધરશે?

# पाठ १७ मो. लोकमान्यनो स्वर्गवास.

જન્મ. પૂના. તા. ૨૩ જુલાઈ ૧૮૫૬.
અવસાન. મુંબઇ. તા. ૧ ઓગસ્ટ ૧૯૨૦

લોકમાન્ય તો એકજ હતા. રાજાએ આપેલા ઇલકાબ કરતાં લાખ ગણી કિંમત તિલક મહારાજને લોકોએ આપેલા ઇલકાબની હતી. જે ચિતારો મેં તેમના છેલ્લા દિવસોમાં નજરે જોયા તે કદી ભુલાય તેમ નથી. લોકોનો અગાધ પ્રેમ અવર્ણનીય હતો.

૨. એક ઇંગ્રેજી લેખકે કહ્યું છે કે બે ખરા મિત્ર પણ જ્યાં સુધી જીવે છે ત્યાં સુધી દેહે તો ભિન્નજ છે. એક બીજામાં કંઇકિ ભેદ પણ જુવે. જો તે ખરા મિત્ર હોય તો જે મરે છે તે ભેદને ભાગતો જાય છે. મુએલો જીવતાના શરીરમાં જીવે છે. જીવતાને મન તે મુવોજ નથી; તેમ તિલક મહારાજ આજે લાખોના શરીરમાં જીવે છે. અવસાન પહેલાં તો તેઓ વિશેષે પોતાનાજ શરીરમાં જીવતા હતા.

૩. આવું મૃત્યુ આજ લગી આ જમાનામાં કોઈ લોક નાયકને ભાગે નથી આવ્યું. દાદાભાઇ ગયા, ફીરોજશાહ ગયા, ગોખલે પણ ગયા. બધાની પાછળ હજારો સ્મશાને ગયા હતા, પણ તિલકે અવધિ વાળી! તેની પાછળ તો આખું જગત ગયું, મુંબઇ તેમની પાછળ ઘેલું થઇ ગયું હતું.

૪. આ શો ચમત્કાર? જગતમાં ચમત્કાર જેવી વસ્તુજ નથી, અથવા તો જગત એજ એક ચમત્કૃતિ છે. કારણ વિના કાર્ય બનતું નથી. એ અપવાદ વિનાનો સિદ્ધાંત છે. લોકમાન્યનો હિંદુસ્થાન પરનો પ્રેમ મર્યાદારહિત હતો તેથી લોકપ્રેમ પણ મર્યાદારહિત હતો. સ્વરાજનો મંત્ર જેટલે દરજ્જે તેમણે જપ્યો તેટલે દરજ્જે બીજા કોઈએ નથી જપ્યો.




લોકમાન્ય બાળ ગંગાધર તિલક



દેશભક્ત પંડિત મોતીલાલ નેહરૂ

૫. સ્વરાજને સારૂ હિંદ હવે લાયક થશે એમ જ્યારે બીજાઓએ અંતઃકરણપૂર્વક માન્યું ત્યારે લોકમાન્યે અંતઃકરણપૂર્વક માન્યું કે હિંદ આજેજ તૈયાર છે આ માન્યતાએ લોકોનાં મન હરી લીધાં એમ માનીને તેઓ બેસી ન રહ્યા પણ, તેનો અમલ આખી જીંદગીભર કર્યા કર્યો; તેથી પ્રજામાં એક નવો જુસ્સો પેદા થયો. સ્વરાજ મેળવવાની પોતાની અધીરાઇનો ચેપ તેમણે પ્રજાને લગાડયો ને જેમ જેમ તે લાગતો ગયો તેમ તેમ પ્રજા તેમની તરફ દોરાતી ગઈ.

૬. પોતાની ઉપર ગમે તેવાં જોખમો આવ્યાં, ગમે તેટલાં દુઃખો પડયાં પણ આ મંત્રનું રટણ તો તેમણે છોડયુંજ નહિ. એમ તેઓ કઠિન પરીક્ષામાં પણ પસાર થયા, તેથી પ્રજાને તેમની ઉપર ભારે વિશ્વાસ બેઠો ને તેમનું વચન કાયદો ગણાયું. આવું મહાન જીવન દેહ જતાં પુરૂં થતું જ નથી. દેહ જતાં તો શરૂઆત થાય છે.

૭. જેની આપણે પૂજા કરતા હોઈએ તેના સદ્દગુણોનું અનુકરણ કરવું એજ ખરી પૂજા છે. તેથી હડતાલ પાળવાના કરતાં કંઈ અમલી કામ કરવું મને તો વધારે પ્રિય છે. મરણ સમયે હડતાલ પાળવી, અપવાસ કરવો વિગેરે જરૂરનું છે, પણ વિશેષતા તો અનુકરણમાંજ હોય.

૮. તેઓ અત્યંત સાદા હતા; તેમના સ્મરણાર્થે આપણે સાદાઈ ગ્રહણ કરીએ, આપણને કંઇક અગવડ પડે એટલે દરજ્જે વસ્તુઓનો ત્યાગ આદરીએ. તેઓ બહાદુર હતા; આપણે તેમની નીર્ભયતાનું અનુકરણ કરી મન સાક્ષી પુરતું હોય તેજ કરીએ, પોતાનું ધાર્યું જ કરતાં ન હઠીએ. તેઓ વિચારશીલ હતા; આપણે બોલવામાં ને કરવામાં પુરો વિચાર કરીને જ બોલીએ ને કરીએ.

૯. તેઓ વિદ્વાન હતા; માતૃભાષા અને સંસ્કૃત ઉપર તેમનો ભારે કાબુ હતો; આપણે તેમના જેવા વિદ્વાન થવાનો આગ્રહ રાખીએ, પરભાષાનો આપણા વ્યવહારમાં ત્યાગ કરી માતૃભાષાનું સારૂં જ્ઞાન મેળવી તેમાં આપણા બધા વિચારો બતાવતાં શીખીએ. સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરી આપણા ધર્મની ખૂબીઓ જે આપણાં શાસ્ત્રોમાં છુપેલી છે, તેને ખોળી કહાડીએ. તેઓ સ્વદેશીના શોખી હતા; આપણે સ્વદેશીનો અર્થ સમજી સ્વદેશીનું આચરણ કરીએ. તેમનો દેશ પ્રત્યે અગાધ પ્રેમ હતો; આપણે પણ તેવો પ્રેમ આપણા જીવનમાં ખીલવીએ ને યથાશકિત દિનપ્રતિદિન દેશસેવામાં વધારેને વધારે પરાયણ થઇએ. આમ કરીને જ તેમની ખરી પૂજા કરાય.

૧૦. જેનાથી એટલું પણ ન થઈ શકે તે એક પૈસાથી માંડી ગમે તેટલું નાણું તેમના સ્મરણ અર્થે આપે ને તેનો રાષ્ટ્રીય શિક્ષણ આપનારી શાળાઓ સ્થાપવામાં, લાયક વિદ્યાર્થીને લાયક શિક્ષણ લેવા સારૂ શિક્ષાવૃત્તિઓ આપવામાં કે એવાં બીજાં સાર્વજનિક કાર્યોમાં ઉપયોગ કરાય.

૧૧. લોકમાન્ય ચાલુ રાજ્યમંડળના કટ્ટા શત્રુ હતા; પણ તેમને ઇંગ્રેજોનો અણગમો હતો એવી માન્યતા કેટલાકમાં રહેલી છે તે ખોટી છે. તેમને જ મુખેથી મેં ઇંગ્રેજોનાં વખાણ ઘણી વેળા સાંભળ્યાં છે. તેમને ઇંગ્રેજી રાજ્ય સાથેનો સંબંધ સર્વથા અનિષ્ટ હતો એમ ન હતું; પણ તેઓ ઇંગ્રેજોના બરોબરીયા તરીકે પોતાને અને પ્રજાને ઓળખાવવા માગતા હતા. ઇંગ્રેજને કે કોઈને પણ તાબે રહેવું તેમને જરાએ પસંદ ન હતું.

૧૨. આવા પ્રૌઢ દેશ ભક્તનો સ્વર્ગવાસ આપણે ઉજવીએ છીએ. જે દેહમાં આપણે તેમને જાણ્યા હતા તેજ દેહમાં એઓ હજૂ રહ્યા હોત તો આપણને લાભ હતો એ તો નિર્વિવાદિત છે;

પણ આવી વ્યક્તિ દેહ રહો યા નહિ તોપણ દેશની સેવા કર્યાં જ કરે છે, દેશને દોર્યાં કરે છે. જેણે પોતાની કાર્યરેખા ઘડી લીધી છે, જેણે તે પ્રમાણે પિસ્તાળીસ વર્ષ સૂધી અમલ કર્યો છે; જેણે પોતાના દેહને દેશસેવામાં જ નીચોવી નાખ્યો છે તે પોતાના દેહનો ત્યાગ કરી ભૂલાતા નથી, મરતા નથી. તેથી લોકમાન્ય તિલક, મરીને પણ આપણને જીવવાનો મંત્ર આપી ગયા છે એમ માનીએ.

## पाठ ९८ मो. हिंदु-मुसलमान एकता.-भाग १ लो.

'સંપ સાચું બળ છે' એ કેવળ બાળકોને શીખામણનું બોધ-વચનજ નથી પણ જીવનનો એ એક અટૂટ નિયમ છે. એ વાત હિંદુ-મુસલમાન એકતાના સવાલથી જેટલી સ્પષ્ટપણે સાબિત થાય છે તેટલી બીજા કશાથીજ નથી થતી. કુસંપ કરીને છુટા શેરડીના ભારાની પેઠે આપણે એકેએક ભાંગી જઈએ એ દેખીતું છે. જ્યાં સૂધી આપણે હિંદુ અને મુસલમાન એકબીજાનાં ગળાં કાપવા તૈયાર હોઈએ ત્યાં સુધી કોઈપણ ત્રાહિત સત્તા આવીને હિંદુસ્થાનને સ્હેજે ગુલામ બનાવી શકે એમાં શી નવાઈ છે?

૨. વળી હિંદુ-મુસલમાનનું ઐક્ય એટલે કેવળ હિંદુ અને મુસલમાન કોમ વચ્ચેનું જ ઐક્ય નહિ, પણ જે જે કોઈ લોકો-પછી તે ચાહે તે ધર્મને માનતા હોય-હિંદુસ્થાનને પોતાનું ઘર માની આ દેશમાં વસે છે તે બધા વચ્ચેનું ઐક્ય.

૩. નેલોરમાં આ સવાલ કશા પડદા વગર તેના ચોખ્ખા સ્થૂલ સ્વરૂપમાં મારી આગળ ખડો થયો અને એ બાબતને લગતી ઝાંખપ જતી રહી. ત્યાં બે કોમ વચ્ચે એખલાસ નહોતો. મને નજીવી લાગી એવી એક બાબત ઉપર બે વર્ષ ઉપર બન્ને કોમો લઢી પડેલી. મસ્જીદ આગળ થઈને પસાર થતી

વેળાએ વાજાં વગાડવાં કે નહિ એ જરીપુરાણો સવાલજ અહીં પણ ઉઠેલો.

૪. મને લાગે છે કે હરકોઇ નજીવી બાબતને મોટું રૂપ આપી દઇને કેમ જાણે એના ઉપરજ હિંદુ કે મુસલમાન કોમના ધર્મનો બચાવ કે નાશ લટકી રહ્યો હોય એવી નાદાનીની અવસ્થામાંથી હરેક ભોગે હવે તો ઉગરી ગયેજ આપણો છૂટકો છે. આપણને સારાસારનો વિચાર હોવોજ જોઇએ. મસીદ આગળથી પસાર થતાં વાજાં વગાડવાનો આગ્રહ ધરવામાં અને પોતાના ગામમાં અગર બીજી કોઇ જગ્યાઓએ અગાઉ તેમ કર્યાના દાખલા ટાંકી બતાવવામાં હિંદુઓ કંઈ ભારે સિદ્ધિ મેળવી લેવાના છે કે તેટલા સારૂ તેમણે પોતાના ભાઇઓ જોડે વિખવાદ કરવા તૈયાર થવું ?

૫. મસીદ આગળ થઇને પસાર થતી વેળાએ વાજાં વગાડવાંજ જોઇએ એવી કોઇ જાતની શાસ્ત્રાજ્ઞા કે ધર્માજ્ઞા નથી. બીજી બાજૂએ મસીદ જેવી જગાની આસપાસ ચોવીશે કલાક પવિત્ર શાંતિ વર્તતી રહે એ મુસલમાનોની લાગણી સહેજે સમજી શકાય તેવી છે. હિંદુને મન જે વસ્તુ આવશ્યક ન હોય તે મુસલમાનને આવશ્યક છે; અને ખાસ અગત્યની ન હોય એવી બધી બાબતોમાં બન્ને કોમોએ એક બીજીને નમતું આપવુંજ જોઇએ. નજીવી બાબતો માટે લઢવું એ મૂર્ખતા છે; એ ગુન્હો છે.

૬. જો આપણે એક બીજા પ્રત્યે ઉદારતાભરી સહનશક્તિ અને બધી બીનઅગત્યની બાબતોમાં સ્હેજે નમતું મૂકવાની વૃત્તિ કેળવીશું તોજ જે એકતા આપણે બન્ને કોમો વચ્ચે કાયમ કરવા ઉમેદ રાખીએ છીએ તે કાયમ કરી શકીશું. હિંદુને ગાય પ્રાણુસમાન પ્રિય છે. એટલે મુસલમાને પણ એ બાબતમાં રાજી

થઇને પોતાના હિંદુભાઇની સગવડ સાચવવી જોઇએ. નિમાજને વખતે શાંતિ એ મુસલમાનને મન કિંમતી વસ્તુ છે, એટલે દરેક હિંદુએ પોતાના મુસલમાન ભાઇની લાગણીને રાજી થઇને માન આપવું જોઇએ.

૭. પણ આ તો આદર્શ હિંદુ-મુસલમાનને લગતી સલાહ થઇ. આપણી વચ્ચે તો હજુયે વા જોડે વઢનારા હિંદુઓ તેમજ મુસલમાનો નથી પડયા એમ નથી. એવાઓને માટે આપણે સંપૂર્ણ શુદ્ધ નીયતવાળા અને સૌ કોઈના વિશ્વાસપાત્ર એવા માણસોની પંચાયતો સ્થાપવી જોઇએ. એ પંચાયતોના ચુકાદા માન્ય કરવાને બંને પક્ષ બંધાએલા રહે. આવી પંચાયતોના ચુકાદાના નિષ્પક્ષપાતપણા વિષે તેમજ તે માન્ય રાખવાની તરફેણમાં પ્રજામત એટલો કેળવાવો જોઈએ કે એ વિષે કોઈને કશુંજ કહેવાપણું ન રહે.

૮. હું જાણું છું કે હિંદુ-મુસલમાન બન્ને કોમોમાં હજુયે એકબીજા પ્રત્યે પુષ્કળ-અતિશય-અણવિશ્વાસ રહેલો છે. ઘણા હિંદુઓને મુસલમાનોની ઈમાનદારી વિશે સંદેહ રહ્યાં કરે છે. સ્વરાજ્ય એટલે તો તેમની નજરમાં મુસલમાની રાજ્યજ દેખાય છે. એમની દલીલ એ હોય છે કે અંગ્રેજોની પછવાડે હિંદી મુસલમાનો દુનિયાનાં મુસલમાની રાજ્યોને હિંદુસ્થાનમાં મુસલમાન સામ્રાજ્ય જમાવવામાં મદદ કરશે.

૯. બીજી બાજૂ મુસલમાનોને એ ભય રહ્યાં કરે છે કે મુસલમાનોના કરતાં હિંદુસ્થાનમાં હિંદુઓની સંખ્યા ઘણીજ મોટી હોવાને લીધે હિંદુઓ તેમને સંખ્યાબળથી દરેક બાબતમાં કચડી નાખશે. મારે કહેવું પડે છે કે આ વૃત્તિ બંને પક્ષની કેવળ નબળાઈનીજ નિશાની છે. ઉદારતા નહિ તો છેવટ સુખશાંતિમાં રહેવાની સ્વાભાવિક ઇચ્છા પણ હિંદુ-મુસલમાનોને એક બીજા પ્રત્યે વિશ્વાસ અને સહનશીલતા નભાવવાની ફરજ શીખવશે.

૧૦. મ્હને તો આ બન્ને કોમને કાયમને માટે એકબીજાથી અલગ રાખે એવું બન્નેમાંથી એકેના ધર્મમાં કશુંજ જડયું નથી. બળાત્કારે વટલાવવાના દિવસો હવે ગયા છે. મુસલમાનો સાથે લડી પડવાને હિંદુઓને ગૌવધ સિવાય બીજું કશુંએ જરાપણ વજૂદવાળું કારણ જડે એવું નથી રહ્યું. મુસલમાનોને પણ તેમનો ધર્મ કંઈ ગૌવધ કરવાની ફરજ નથી પાડતો.

૧૧. હકીકત તો એ છે કે અત્યાર અગાઉ કદિપણ આપણે એક બીજા સાથે ભળવાનો, આપસના ઝગડા પતવી દેવાનો અને એકજ પવિત્ર ભૂમિનાં ફરજંદોની પેઠે ભાઈભાઈ બનીને મહોબતની ગાંઠથી બંધાએલા રહેવાનો ખરો પ્રયત્નજ કર્યો નથી. હિન્દુઓને જો મુસલમાનો સાથે કાયમની મિત્રતા કરી લઈ કાયમને માટે તેમને કાચે તાંતણે બાંધી લેવા હોય તો તેમણે ઈસ્લામના માનનું રક્ષણ કરવાના મુસલમાનોના પ્રયત્નમાં તેમની સાથે જાનનિસારી કરવા તૈયાર થવું જોઇએ.

## पाठ ९९ मो. हिंदु-मुसलमान एकता.-भाग २ जो.

મેં તો ઘણાં વર્ષોથી નિશ્ચય કર્યો છે કે હિંદુસ્થાનનું ભલું હિંદુ-મુસલમાનની હાર્દિક એકતામાંજ રહેલું છે. તેથીજ હિંદુ-મુસલમાનની એકતા ઉપર ભાર મૂકવામાં આવ્યો છે.

૨. ઈંગ્રેજી સલ્તનતની સાથેના સંબંધ કરતાં હિંદુ-મુસલમાનની એકતાને હું ઘણું વધારે મહત્વ આપું છું. ઈંગ્રેજી સલ્તનતનો સંબંધ હિંદુસ્થાનની આબાદીને સારૂ અનિવાર્ય નથી. પણ હિંદુસ્થાનનું શ્રેય હિંદુ-મુસલમાનના ઐક્ય વિના અસંભવિત છે. હિંદુસ્થાનના ત્રણ ભાગ ચોથા ભાગની સાથે વેર રાખી કદી સ્વતંત્રતા ન જ ભોગવી શકે. સાત કરોડ મુસલમાનોનું નિકંદન પણ તેટલુંજ અસંભવિત છે.

૩. ઘણા હિંદુ માને છે કે ઇંગ્રેજી રાજ્યથી હિંદુધર્મની તો રક્ષા થાય છે, તેથી ઇંગ્રેજી સલ્તનતથી ગમે તેટલું બીજું નુકસાન થાય છતાં હિંદુ ધર્મની રક્ષા થાય છે એટલો બદલો બસ છે. આના કરતાં હિંદુને લજ્જાસ્પદ બીજો વિચાર મને તો લાગતો નથી. જો તેવીસ કરોડ હિંદુ સાત કરોડ મુસલમાનોની સામે પોતાનો બચાવ કરવા તાકાત ન ધરાવતા હોય તો કાંતો હિંદુ ધર્મજ ખોટો છે અથવા તે ધર્મના માનનારા નામર્દ અને અધર્મી હોવા જોઇએ.

૪. હિંદુ-મુસલમાન વચ્ચે કૃત્રિમ સુલેહ પોતાની તલવાર વતી ઇંગ્રેજ સરકાર જાળવે તેના કરતાં હિંદુ-મુસલમાન તલવારથી મુકાબલો કરી હિસાબ ચોખ્ખો કરી લે એ હું વધારે પસંદ કરૂં.

૫. પણ જો આપણે મુસલમાનો સાથે તલવારથી મુકાબલો ન કરવા ઇચ્છતા હોઇયે, જો આપણે તેઓની સાથે સગા ભાઇની માફક રહેવા માગતા હોઇયે, જો આપણે તેઓનાં દિલ ચોરી લઇને મિત્રભાવે ગાયની, આપણા મંદિરોની અને આપણી સ્ત્રીઓના રક્ષા કરવા ઇચ્છીયે તો આજે ઐક્યતાનો પ્રાપ્ત થયેલો સુયોગ આપણે વધાવી લેવો જોઇયે.

૬. મિયાં અને મહાદેવને કદી નજ બને એવું માનવું અયોગ્ય છે. મુસલમાનના અન્યાયના દાખલા જરૂર તવારીખમાં મળશે. પણ મુસલમાન ધર્મ ખાનદાન ધર્મ છે. મુસલમાનો ખાનદાન છે. તેમનામાં બીજાઓ પ્રત્યે માન અને દયા નથી એવું હું માનતો નથી. તેમની ઉપર થએલા ઉપકારનો બદલો વાળતાં તેઓને આવડે છે. એટલે હું તો દરેક હિંદુને સલાહ આપું છું કે તેણે મુસલમાન ભાઇઓનો પૂરો વિશ્વાસ કરવો. મનુષ્યમાત્ર સ્વભાવે નિર્મળ હોય છે; મુસલમાનનો સ્વભાવ તે કાયદાના અપવાદરૂપે નથી.

૭. આજલગી આપણે એકતા મેળવવાના ખાનદાન પ્રયત્ન કર્યાં નથી. ખાનદાન પ્રયત્નમાં બદલાની આશા ન હોય. ખાનદાની કંઇ વાણિયાનો હિસાબ નથી. મુસલમાનોની સાથે શરતો કરીને તેમને મદદ આપવી એ ન આપવા બરોબર છે. સાત કરોડનું દિલ શરતોથી ન બદલી શકાય. તેમનો વિશ્વાસ, તેમનું માન તો તેમને અણીને સમયે મદદ કરીનેજ મેળવી શકાય. બદલો કેવળ ઇશ્વર પાસેજ માગવો જોઇએ.

૮. મારો હિંદુધર્મ મને શીખવે છે કે મારે સારૂં કરતાં ફળની આશા ન કરવી, પણ સારાનું પરિણામ સારૂં જ હોય એવો વિશ્વાસ રાખવો. એ અનિવાર્ય કાયદો છે એમ સમજી કોઈ દષ્ટાંત તેનાથી વિરૂદ્ધ આપણને મળી આવે તો આપણી ઓછી સમજને લીધે તેનો આપણે ઉકેલ નથી કરી શકતા એમ માનવું. તે અપવાદરૂપે છે એમ માનવાનું કશું કારણ નથી. ઇશ્વર હમેશાં માણસની ભારે કસોટી કરે છે. જે ખરી ભીડમાં તેને ભૂલતો નથી એટલે સત્યનો વિશ્વાસ કરે છે તેનેજ ઇશ્વર સહાય કરે છે. તેથીજ તે નિર્બળનો બેલી મનાયો છે.

૯. પણ માનો કે હિંદુએ પોતાની ખાનદાની બતાવી છતાં મુસલમાને દગો દીધો તો શું હિંદુ નામર્દ રહેવાના? પોતાના ધર્મનો બચાવ કરવાની તેમની તાકાત નથી? જો હિંદુ પોતાના ધર્મનો બચાવ કરવાની શક્તિ મેળવવા માગતા હોય તો તે શક્તિ પણ તેઓ મુસલમાનોને સહાય આપતાં મેળવી લેશે કેમકે મુસલમાનોને સહાય આપતાં હિંદુએ દૃઢતા, વીરતા, સત્ય, આત્મભોગ, એકતા, યોજના ઈ૦ મહાગુણોનું સેવન કરવું પડશે.

૧૦. હિંદુએ પોતાની નબળાઇને લીધે સહાય આપવી એમ મારૂં કહેવું નથી. પણ મુસલમાનો ન્યાયને રસ્તે છે, તેમણે અત્યારે યોજેલાં સાધનો પણ ન્યાયી છે તેથી તેમને મદદ



હિંદુ-મુસલમાન એકતાના સ્થંભ
મૌલાના શૌકતઅલી અને મહમદઅલી

A 2840—Lakshmi Art, Bombay, 8



બંગાળના સિંહ દેશભક્ત ચિત્તરંજન દાસ

કરવાની તેમના પડોશી તરીકેની ફરજ ઉત્પન્ન થઇ છે. તે ફરજ તેઓ અદા નહિ કરે તો પોતાની ગુલામી વધારે સજજડ કરશે ને મુસલમાનોની મિત્રતા હમેશાંને માટે મેળવવાની તક ગુમાવશે. મદદ કરીને ગુલામી હઠાવશે ને મુસલમાનોને પોતાના કરી લેશે.

૧૧. આમ વિચારતાં મુસલમાનોને મદદ કરવી એ દરેક હિંદુનો પરમ ધર્મ છે, કેમકે તેમ કરીને તે હિંદુસ્થાનનો ને પોતાના ધર્મનો સહેજે બચાવ કરી લેશે. આવી ફરજ બજાવતાં સાટાનો વિચાર કરાય નહિ, અને ડર પણ રખાય નહિ.

## पाठ १०० मो.—सहकार—असहकारनुं रहस्य.

ધર્મશાસ્ત્રો તથા ઇતિહાસ અસહકારની વિરૂદ્ધ છે; ગીતાજી, કુરાન, બાઈબલ તથા પારસી–અવેસ્તા અસહકારને અધર્મ્ય ગણે છે, આ વાત ખરી છે? ગીતાજી ઇત્યાદિનો મેં પણ થોડોક અભ્યાસ કર્યો છે એમ હું માનું છું. હું અસહકારનું તત્વ તે ધર્મગ્રંથોમાં જોઇ શક્યો છું.

૨. ગીતાજીમાં દેવ-આસુર સંગ્રામનું વર્ણન છે. ન્યાય અને અન્યાય વચ્ચે કદી મેળ હોય નહિ એમ ગીતાજી સ્પષ્ટ બતાવે છે. ગીતાજીનો કેવળ અક્ષરાર્થ કરીએ તો આપણને માલમ પડે છે કે જ્યારે અર્જુને પાપી કૌરવોની સાથે યુદ્ધ કરવાની આનાકાની કરી ત્યારે શ્રીકૃષ્ણે તેને યુદ્ધ કરવા પ્રેર્યો. એટલે અક્ષરાર્થથી તો અન્યાયીની સાથે સહકાર ન કરવો એટલુંજ નહિ પણ અન્યાયીને દંડ આપવાનું ગીતાજી શીખવે છે. ગીતાજીનો શુદ્ધાર્થ દંડ આપવાનું શીખવતોજ નથી; પણ તેમાં લીટીએ લીટીએ ન્યાય અને અન્યાયના ઝઘડા વિષે શિક્ષણ છે.

૩. અંધકાર અને પ્રકાશને જેમ વેર છે, ટાઢને તડકો જેમ સાથે નથી રહી શકતાં, તેમ ઈનસાફ અને ગેરઈનસાફ સાથે

નથી રહી શકતા. તેથીજ આપણામાં રીસાઈ જવાની પ્રથા પરંપરા ચાલતી આવેલી છે. રૈયત જ્યારે અન્યાયી રાજાથી અકળાઇ જાય છે ત્યારે તે તેનાથી રીસાઇ જાય છે. બહુ અકળાય છે ત્યારે રૈયત રાજાના ગામનો ત્યાગ પણ કરે છે. આવા દાખલા વખતો વખત જોવામાં આવ્યા છે.

૪. પ્રહલાદે પોતાના રાક્ષસી પિતા સાથે અસહકાર કર્યો; મીરાંબાઇએ પોતાના ધણી સાથે; નરસિંહ મહેતાએ પોતાની નાત સાથે કર્યો; આ ત્રણેને આપણે આજે પૂજીએ છીએ. તુલસીદાસે સંત અસંતનો ભેદ પાડી બન્ને વચ્ચે મેળાપ ન હોય એમ બતાવી આપ્યું છે, એટલે હિંદુધર્મમાં તો ન્યાય અન્યાય વચ્ચેનો મેળાપ સર્વથા ત્યાજ્ય છે એવું શિક્ષણ છે.

૫. અવેસ્તામાં ઓરમઝદ અને અહરીમાનનું દ્વંદ્વ યુદ્ધ સદાય ચાલ્યા કરે છે. બાઈબલમાં ખુદા અને શેતાન વચ્ચે ચાલે છે. ઓરમઝદ–ખુદા ન્યાયની મૂર્તિ છે, અહરીમાન-શેતાન-અન્યાયનું પુતળું છે. જીસસ ક્રાઈસ્ટ તો સત્યાગ્રહી વીર હતા. તેમણે દાંભિક જૂઠા, મદાંધ માણસનો હમેશાં અસહકાર કર્યો હતો. નીતિને અર્થે કુટુંબમાં વિરોધ કરાવતાં તે અચકાયા ન હતા અને રોમની મહાન્ સત્તાની સામે તે એકલા થયા હતા. હવે રહ્યું કુરાન-એ-શરીફ. પેગમ્બર જયાં લગી મક્કામાં રહ્યા ત્યાં લગી અન્યાય કરનારાઓની સાથે તેમણે અસહકાર કરેલો.

૬. ઇતિહાસનાં પ્રમાણો પણ અસહકારનું પ્રતિપાદન કરે છે. સામાન્ય રીતે તપાસતાં ઇતિહાસ એ લડાઈનું બ્યાન છે. અને લડાઈ માત્ર તીક્ષ્ણ અસહકારનાં દષ્ટાંત છે. એક પક્ષ બીજા પક્ષનો ત્યાગ કરે છે એ અસહકારજ છે. લડાઈ એ રાક્ષસી અસહકારનો દાખલો છે.

૭. જે અસહકાર હિંદુસ્થાનની નજીક હું મૂકી રહ્યો છું એ દૈવી અસહકાર છે એમ કહેવામાં કશી ધૃષ્ટતા નથી જોતો. જે અસહકારમાં ખુનામરકી–હિંસા રહી છે તે અસહકારમાં હારજીત રહ્યાં છે. જેમાં કેવળ કુરબાની, આત્મભોગ છે ત્યાં જીતજ છે એવા અસહકારની સામે કોઇ કેમ થઇ શકે એજ મારી અકકલ કળી શકતી નથી; કેમકે જે દેવી અસહકાર કરે છે તે જ્યાં સૂધી ન્યાય ન મળે ત્યાં સૂધી સહકાર કરતોજ નથી.

૮. જર્મનોએ શસ્ત્રબળથી અસહકાર કર્યો તેથી હાર્યા એટલે બેસી ગયા. રૂશિયાના દુઃખી બોર લોકોએ નિઃશસ્ત્ર અસહકાર કર્યો તેથી તે હાર્યા જ નહિ. જયારે રૂશિયામાં તેમનું રહેવું અશકય થઇ પડયું ત્યારે તેઓએ રૂશિયા છોડયું પણ રૂશિયાના જુલમી કામદારોને તેઓ વશ ન થયા. આજે તેઓ કૅનેડામાં માનીતી કોમ તરીકે પોતાનું જીવન ચલાવી રહ્યા છે.

૯. જાતિગત અસહકારમાં વ્યકિતની જીત છે. સામાજીક અસહકાર થાય તો સમાજની જીત થાય. એટલે દેવી અસહકારમાં ઉદ્યમનો નાશ નથી. તેમાં દોષ લાગવાપણું નથી. તેનું અલ્પ આચરણ પણ સુખદાયી છે અને મોટા ભયમાંથી તેના આચરનારને ઉગારે છે. આખી કોમ અન્યાયનો સહકાર ત્યાગી, મેલ ધૂવે છે; ને તેટલે દરજજે નિરોગી થાય છે.

૧૦. સહકાર અને અસહકાર બન્ને અનાદિ કાળથી ચાલતી આવેલી નીતિ છે. ન્યાયીનો હમેશાં સહકાર; અન્યાયીનો હમેશાં અસહકાર. તેથીજ અસંતનો અસહકાર એવું શાસ્ત્રવચન છે.

૧૧. અસહકાર એ સોના જેવું શસ્ત્ર છે, દિવ્ય શસ્ત્ર છે; હિંદુઓને તે શ્રીકૃષ્ણે આપેલું છે; મુસલમાનોને મહંમદ પેગંબરે આપ્યું છે, પારસીઓને ઝંદાવસ્તામાં મળેલું છે—કે જ્યાં તમે અન્યાય જુઓ, કોઇ માણસમાં અન્યાયને મૂર્તિમંત જુઓ ત્યારે

તે માણસનો ત્યાગ કરજો. તુલસીદાસજીએ બહુજ મૃદુ ભાષામાં કહ્યું છે કે અસંતથી દૂર ભાગો, અસંતો પોતાના સમાગમથી પીડે છે. દાવાનળથી દૂર નાસો તેમ અસંતથી–અન્યાયથી–નાસજો.

૧૨. નાસવું એટલેજ અસહકાર. અસહકાર એ દ્વેષ કે વેર નથી. એ તો ધર્મીનું ધર્માચરણ છે. અસહકાર એ બાપદિકરા વચ્ચે યોગ્ય છે, સ્ત્રી પુરૂષ વચ્ચે ફરજરૂપ છે, સગાં સગાં વચ્ચે કર્તવ્ય છે. મારો દિકરો મદ્યમાંસ ખાઇ આવે અને હું તેનો વૈષ્ણવ બાપ તેને મારા ઘરમાં ઘડી પણ સંઘરૂં તો પછી મારે રૈરવ નરકે જ પડવું પડે. આ અસહકારનું રહસ્ય છે.

## पाठ १०१.–स्वराजनी व्याख्या.

સ્વરાજની વ્યાખ્યાઓ હું મારા મનમાં ઘણીવાર ગોઠવ્યાં જ કરૂં છું તે વાંચનારની આગળ મૂકી જવાની રજા લઉં છું:

(૧) સ્વરાજ એટલે પોતાની ઉપર મેળવેલું રાજ્ય. આ જેણે મેળવ્યું તેણે વ્યક્તિગત પ્રતિજ્ઞાનું પાલન કરી લીધું.

(૨) પણ આપણે તો કંઇક ચિન્હ, પ્રતિમા, કલ્પેલ છે. એટલે સ્વરાજ એટલે દેશનાં આયાતનિકાસ પર, લશ્કર પર, અદાલતો પર પ્રજાનો સંપૂર્ણ અંકુશ. આમાં ઇંગ્રેજી સલ્તનત સાથે સંબંધને અવકાશ છે અને નથી. જો ખિલાફત અને પંજાબનો ખુલાસો ન થાય તો નથી.

(૩) પણ સાધુઓ વ્યક્તિગત સ્વરાજ અત્યારેજ ભોગવતા હોય તેવું બને, અને આપણી પાર્લામેન્ટ પણ બેસે છતાંયે લોકોને મન તે સ્વરાજ્ય ન હોય એવું યે બને અને તેથી સ્વરાજ એટલે અન્નવસ્ત્રની સોંધારત. પણ તે એટલે સૂધી કે કોઇને તેને અભાવે ભૂખ્યાં કે નાગાં ન રહેવું પડે.

(૪) આવા સંજોગો બને છતાં એક કોમ કે એક વિભાગ બીજાને દબાવે એવું પણ બને. તેથી સ્વરાજ એટલે એક બાળા પણ નિર્ભયપણે ઘોર અંધારામાં ફરી શકે એવી સ્થિતિ.

(૫) ઉપરની ચાર વ્યાખ્યાઓમાં બીજી અનેક વ્યાખ્યાઓનો સમાવેશ થતો જોવામાં આવશે. છતાં પ્રજાના સ્વરાજમાં દરેક અંગને તેજ આવ્યું હોય ને આવવું જોઇયે-તો સ્વરાજ એટલે અંત્યજની અસ્પૃશ્યતાનો સર્વથા નાશ.

(૬) બ્રાહ્મણ બ્રાહ્મણેતરના ઝગડાની સમાપ્તિ.

(૭) હિન્દુ-મુસલમાનના મનના મેલનો સર્વથા નાશ. એટલે હિંદુ, મુસલમાનની મર્યાદા રાખે ને તેને સારૂ જાન દે. મુસલમાન, હિંદુની મર્યાદા રાખે ને જાન દે. મુસલમાન હિંદુને પજવવા ગાય ન મારે, પણ પોતાના હિંદુભાઈની લાગણી ન દૂભાવવા સારૂ પોતાની મેળેજ ગૌવધ બંધ કરે, ને હિંદુ કશું સાટું કર્યા વિના મુસલમાનનું મન દુઃખવવા મસ્જીદો આગળ વાજાં ન વગાડે પણ મસ્જીદો પાસેથી જતાં વાજું બંધ રાખવામાં મોટાઈ માને.

(૮) સ્વરાજ એટલે હિંદુ, મુસલમાન, શીખ, પારસી, ઈસાઈ, યાહુદી, બધા ધર્મી પોતાના ધર્મનું પાલન કરી શકે ને એક બીજાની તેમ કરવામાં રક્ષા કરે ને એકબીજાના ધર્મને માન આપે.

(૯) સ્વરાજ એટલે દરેક ગામ ચોર લુંટારાના ભયથી પોતાની રક્ષા કરવા શકિતમાન થાય ને દરેક ગામ પોતાને જરૂરનાં અનાજ ને વસ્ર પેદા કરે.

(૧૦) સ્વરાજ એટલે દેશીરાજ્યો, જમીનદારો અને રૈયત વર્ગ વચ્ચે મિત્રતા વર્તે, દેશીરાજ્ય કે જમીનદાર રૈયતને ન કનડે અને રૈયત રાજાને કે જમીનદારને ન પજવે.

(૧૧) સ્વરાજ એટલે ધનવાન ને મજૂર વર્ગ વચ્ચે મિત્રતા. ધનવાનને સારૂ યોગ્ય દામ લઇ મજૂર ખુશીથી મજૂરી કરે.

(૧૨) સ્વરાજ એટલે સ્ત્રી જાતીને માતા બહેન સમજી પૂરૂં માન આપવું તે. ને ઉંચનીચના ભેદ નીકળી સર્વ ભાઈ બહેન છે એવી ભાવનાથી વર્તવું તે.

આ વ્યાખ્યાઓમાંથી સિદ્ધ થાય છે કે

(૧) સ્વરાજમાં રાજ્યસત્તા દારૂ, અફીણ ઈ. નો વેપાર ન કરે.

(૨) સ્વરાજમાં અનાજ અને કપાસના સટ્ટા ન થાય.

(૩) સ્વરાજમાં કોઇ કાયદાનો ભંગ ન કરે.

(૪) સ્વરાજમાં સ્વેચ્છાચારને સ્થાન જ ન હોય. તેથી કોઇ પોતાની સામેની ફરીઆદનો પોતે કાજી ન બને, પણ દેશમાં નીમાએલી અદાલતમાં પોતાની સામેની ફરિઆદનો ચુકાદો થવા દે.

## पाठ १०२.—परदेशी वस्त्रो.

પરદેશી કાપડ બાળવાને બદલે ગરીબોને આપી દેવું જોઇએ અથવા બહાર દેશાવર મોકલવું જોઇયે, આ બધી દલીલો વિચાર્યા પછી પણ મને એમ જ લાગે છે કે આપણે પરદેશી કાપડ બાળવું જોઇએ. પરદેશી કાપડ પહેરવું એ જો આપણે પાપ સમજતા હોઇએ, એથી જો દેશ કંગાળ થયો છે એમ માનતા હોઇએ, એથી અસંખ્ય બહેનોને પોતાનાં ઘરબાર તજવાં પડયાં છે એમ માનતા હોઈએ, તો પરદેશી કાપડને આપણે મેલ સમજીયે અને આપણે જેમ આપણો મેલ બીજાને ન આપીયે તેમ આ પરદેશી કાપડરૂપી મેલ પણ બીજાને ન આપીએ.

૨. જો તે કાપડનો આપણે ત્યાગ ન કરવા ધાર્યું હોત તો તે કાપડ આપણે જ પહેરી ફાડત, પણ આપણે તેનો ત્યાગ કરવા ધારીએ

છીએ તો ત્યાગ જ કરીએ. તે કોઇને પહેરવા આપવું તે પણ તેનો ઉપયોગ કરવા જેવું છે. તે કોઈને આપીને તેનું પુણ્યફળ આપણે માગીએ છીએ. મને ભાસે છે કે આપણને તેવા ફળનો અધિકાર નથી. સડેલું અનાજ જેમ આપણે ફેંકી દઇએ છીએ તેમ પરદેશી કાપડ પણ ફેંકી દેવું ઘટે છે.

૩. હિંદુ—મુસલમાન—પારસી બધાને સારૂ પરદેશી કાપડ હરામ ગણીએ તો તે કાપડનો ઉપયોગ ન જ કરીએ. આ ભાવના પેદા કરવા સારૂ આપણી પાસે રહેલા પરદેશી કાપડનો આપણે ત્યાગ કરવો ને તેને બાળવું એ હું આવશ્યક સમજું છું. તેમાંથી જે ભાવના પેદા થાય તેને હું કીંમતી માનું છું. પરદેશી કાપડ વિષે આપણને છેતરવાની કોઈની હિમ્મત ન ચાલી શકે એટલે સૂધી આપણામાં જોસ ફેલાવાની હું જરૂર જોઉં છું. તેથી આપણે પહેરવાનાં પરદેશી કપડાં બધાં બાળી નાંખીએ તો આપણે શુદ્ધિ કરી હું ગણીશ.

૪. પરદેશી કાપડ વિષે અણગમો પેદા કરવાની આપણને જરૂર છે. પણ એથી શું પરદેશી, સામે અણગમો પેદા નહિ થાય એમ કોઈ પૂછે છે? દુષ્ટતાને વખોડવી છતાં દુષ્ટની ઉપર પ્રેમભાવ રાખતાં શીખવાની આ લડત છે. મનુષ્ય જેટલી દુષ્ટતા કરે છે તેટલો તે દુષ્ટ હોતો નથી; આપણે બધા ભૂલથી ભરેલા છીએ. ત્યાં એક બીજાનો તિરસ્કાર શો કરીયે? દુષ્ટની પણ સેવા કરવી એ સર્વ ધર્મનું શિક્ષણ છે.

૫. ધર્મીની પરીક્ષા જ તેના રાગદ્વેષાદિના રોકવામાં છે. ગુસ્સાનું કારણ મળતા છતાં જે ગુસ્સાને રોકે છે એણે જ પ્રભુને પિછાન્યો. મનુષ્ય માત્રનું કામ પ્રભુને જાણી લેવાનું તો છે જ. ગુસ્સો રોકવો એ કંઇ માત્ર સંન્યાસીનો જ ધર્મ નથી. સંન્યાસીએ તો બીજાં અનેક કઠણ વ્રતો પાળવાં

રહ્યાં. એટલે આપણે કપડાં બાળીયે પણ કપડાં બનાવનાર પર ગુસ્સો ન કરીએ. માંચેસ્ટર, જાપાન કપડાં ભલે બનાવે, આપણે ન લઇએ તો માંચેસ્ટર કે જાપાન શું કરે? આપણને દારૂ ન પીવો હોય તો પીઠાંવાળો શું કરે?

૬. વિવેકથી વિચારીએ તો સ્વરાજ્યની ચાવી આપણા ખીસામાંજ રહેલી છે. આપણને દારૂનો છંદ વળગ્યો છે, તે બાળીએ. રેશમી બારીક કાપડનો શોખ છે તે સળગાવીએ. અનેક તરેહનાં પકવાનો ખાવાનો શોખ છે તે નાંખી દઇએ. સર્વ સ્ત્રીને બહેન સમાન ગણતાં નથી શીખ્યા, આંખે પાટા બાંધીએ. જે જે વસ્તુઓ વિષે શાસ્ત્રકારોએ અણગમો ઉત્પન્ન કરાવવા ઈચ્છયું છે તે તે વસ્તુના દોષ એવા આબેહુબ ચીતર્યા છે કે તેનું મનન કરનારને તે તે વસ્તુ વિષે અણગમો ઉપજે જ. પણ તેના કર્તા વિષે કેમ અણગમો ઉપજાવાય? આપણે શું દારૂ બનાવનારને, પરદેશી રેશમ વણનારને, પકવાન્ન રાંધનારને, સૌંદર્યવાળી સ્ત્રીને બાળીયે, કે આપણા વિષયોને અને આપણને તેમાં લલચાવનાર વસ્તુઓને બાળીયે?

૭. પણ જે કપડાં બાળીને કાપડ છોડતાં ન શીખે, પણ કાપડના બનાવનારને ગાળો આપતાં શીખે, તે તો કપડાં નજ બાળે. તેને તેમ કરવાનો અધિકાર નથી. આટલું કહ્યા પછી પણ જેઓ કપડાં બાળવાનું પસંદ ન કરતાં બહાર મોકલવાનો વિચાર કરે એ પણ સ્તુત્ય પગલું ભરશે. ત્યાગેલાના ઉપયોગ વિષે મતભેદ હોય તો જેમ જેને રૂચે તેમ તે કરે.

## पाठ १०३.—विदेशी मालना वेपारी.

વેપારીઓ જે પરદેશી માલના વેચનારા છે તે પોતાનો માલ ક્યાં નાખે? તે ભિખારી થઇ જાય તો દેશનું શું થાય? તેને ચેતવણી મળવી ન જોઇયે?

૨. પરદેશી માલનો વેપાર કરવો એ પ્રથમથીજ ખોટું હતું, તે વેપારની લાલચમાં પડીને તો આપણે ફસાયા, ગુલામ બન્યા, ખેડુતો ચાર મહિના કામ વિના રખડયા. દુષ્કાળને સારૂ જરાએ પૂંજી ન રહી. પરદેશી વેપારથી હિંદનું સત્યાનાશ વળ્યું. એવો વેપાર કરનારા શું કરે એમ પૂછાયજ નહિ. તેમણે શૂરવીર બનવું જોઈએ. સહુએ દેશહિત સમજવું ને દેશહિતને ખાતર સ્વાર્થ ત્યાગ કરવા તૈયાર થવું એનું નામ સ્વરાજ્યશકિત. તેઓએ આટલા દહાડા કેમ વેપાર કર્યો એ તેઓએ વિચારવું જોઈએ ને હવે છોડવામાં માથે આવતી અગવડ વેઠી લેવી જોઈએ.

૩. વળી પરદેશી કાપડનો નિકાલ કરવો મોટી વાતજ નથી. બહાર દેશાવરમાં પણ માલ ખપી શકે છે. કેટલોક માલ સામાન્ય રીતે બહારના કામનો નથી હોતો. પણ કંઇને કંઇ ઉપયોગ તે માલનો બહાર પણ થઈ શકે એ વાત વેપારીને બતાવવાપણું હોયજ નહિ.

૪. વેપારીને ભીખારી થવાપણું નથી, પૈસો હાથનો મેલ ગણ્યો છે. વેપારી આજે કમાય છે ને કાલે ગુમાવે છે. પૈસા કમાવાની શકિતમાં વેપારીનું રક્ષણ અને તેની નિર્ભયતા રહ્યાં છે. પૈસો આવે જાય છે. વેપાર કરવાની શકિત કાયમ રહે છે. એક વેપારમાં ખોનાર બીજો શોધી લે છે. ‘ વેપારી બચ્ચો કદી ભીખ માગવાનો નથી ’ એવું બહાદુર વચન મેં ઘણા વેપારીને મુખે સાંભળ્યું છે.

૫. વેપારી પરદેશી કાપડનો વેપાર છોડી ખાદીનો વેપાર શું નહિ કરી શકે ? સાઠ કરોડ રૂપીયાનું નવું કાપડ ઉત્પન્ન કરવું છે તે સાહસમાં હજારો વેપારી પોતાની આજીવિકા નહિ મેળવી લે ? ‘ શું કરશે ? ’ એ તો આળસનું વાકય છે. જ્યાં સૂધી પ્રજાના બધા અંગમાં સ્વદેશીની ભાવના તીવ્રપણે ઉત્પન્ન ન થાય ત્યાં લગી બહિષ્કાર સફળ ન થાય તેથી વેપારી વર્ગને દેશને

ખાતર પોતાના પરદેશી કાપડના વેપારનો ભોગ આપવાનો જોસ ચઢવો જોઈએ.

૬. વેપારીને બહિષ્કારની ચેતવણી નથી મળી એમ કહેવું અજ્ઞાન વાકય છે. ચેતવણી તો સને ૧૯૨૦ ના સપ્ટેમ્બર માસથી મળી ગઇ છે. તેની ચર્ચા પણ ત્યારથીજ ચાલી છે. પણ વેપારીઓ સાવધાન નથી થયા. મહાસભાના ઠરાવો તો થયા કરે છે ને ભૂલાયાં કરે છે એટલે તેની દરકાર કોને? સમય બદલાયો છે એનું જ્ઞાન વેપારીને થયું નથી. એમાં દોષ કોનો? પરદેશી કાપડના ત્યાગની વાત સને ૧૯૨૦ ના સપ્ટેમ્બર માસથી બરાબર હરેક સભામાં મેં કરી છે.

૭. જેઓ અયોગ્ય ધંધા કરે છે, જેઓ પાપાચરણ કરે છે, જેઓ દંભ કરે છે, જેઓ વ્યસની છે, જેઓ વ્યભિચારી છે, જેઓ અંત્યજાદિનો દ્વેષ કરનારા છે તેઓને જયારથી અસહકાર, આત્મશુદ્ધિ યજ્ઞ શરૂ થયો ત્યારથીજ ચેતવણી મળી ચૂકી છે. તેમાંની જે જે વાતની જરૂર જણાશે તે તે વાત ઉપર સમયાનુસાર ભાર મૂકાયાજ કરશે. પણ દુરાચાર, લોકકલ્યાણ વિરૂદ્ધ અર્થસંગ્રહ છોડવોજ જોઈએ એવી ચેતવણી તો બધાને મળી છે એમ માનીજ લેવું જોઇએ.

## पाठ १०४.—रेंटीयो.

ગૃહસ્થને, સંસારીને હિંદુસ્થાનમાં પાંચ યજ્ઞ આવશ્યક છે. ચૂલો, સાંબેલુ, ઘંટી, બેડું ને રેંટીયો, આમાંથી જેટલું ઓછું તેટલી ઓછી બરકત. ખરૂં જોતાં મહાયજ્ઞ બે જ છે ને ત્રણ વચલા તે પેટાયજ્ઞ છે. ઘંટી, સાંબેલુ ને બેડું એ ચૂલાને અંગે છે. ચૂલાની પ્રવૃત્તિ ન કરે તે ખાય નહિ, રેંટીયો ચલાવે નહિ તે પહેરે નહિ.

૨. જેઓ યજ્ઞ કર્યા વિના ખાય છે તે જેમ ચોર છે તેમજ જેઓ યજ્ઞ કર્યા વિના પહેરે છે એ ચોર છે. યજ્ઞ એટલે કુરબાની, યજ્ઞ

એટલે આપભોગ, યજ્ઞ એટલે શારીરિક મહેનત. જે ચૂલોને રેંટીઓ ચલાવે છે તે બુદ્ધિપૂર્વક યજ્ઞ કરે છે. એવી પોષક મજૂરી નથી કરતા તે છેવટે કંઇક પણ અંગકસરત કરી અન્ન પચાવે છે.

૩. હવે કદાચ વધારે સમજાશે કે રેંટીઓ છોડીને આપણે કેટલું પાપ કર્યું છે. એ નાજુક પણ પોષક પરિશ્રમ હિંદુસ્થાનની કરોડો મહિલાઓ એક કાળે ઉઠાવતી હતી; ત્યારે હિંદુસ્થાન સુખી હતું, તન્દૂરસ્ત હતું, તેજસ્વી હતું, આજે હિંદુસ્થાન રેંટીઓ છોડી દુઃખી, રોગી ને તેજહીન થયું છે.

૪. ચૂલો, રેંટીઓ ઇત્યાદિ ઘરના શણગાર છે. રેંટીયો ગયા પછી હિંદુસ્થાનમાં લાખો ઘરો ખંડિયેર થયાં છે. આ વાકયમાં કોઈ અતિશયોકિત ન માને. વાંચનારનું ઘર એવું ભલે ન હોય. પાણીની તંગીનો અર્થ એમ નથી હોતો કે કોઈને પાણી ન મળે પણ બધાને ઓછું, ઘણાને બહુઓછું ને થોડાને મુદ્દલ નહિ એમ બને છે. રેંટીયાની ગેરહાજરી છતાં છ કરોડ ઘરોમાંનાં ઘણાં ભલે ચાલે. પણ કેટલાંક તો જમીનદોસ્ત થયાં જ છે. જુઓ ઓરીસ્સાને ચંપારણ. તેમાંનાં ઘણાં ગામો ખંડિયેર છે. જે મુલકનાં માણસો દોઢસો વર્ષ પહેલાં બારે માસ કંઈક ને કંઇક પ્રવૃત્તિમાં રોકાએલાં રહેતાં તેમાંનાં એંશી ટકા કેટલાંએ વર્ષો થયાં ચાર માસ કામવિના બેકાર રહેતાં હોય તો તે મુલકના શા હાલ થાય?

૫. ધાતુ એ તો દોલતની નિશાની માત્ર છે. મજૂરી એજ ખરો પૈસો છે. એંશી ટકા માણસ ચાર માસ કામ વિનાના રહે એટલે તેઓની ત્રીજો ભાગ કમાણી કરવાની શકિત ઘટી. વર્ષો થયાં ત્રણ રૂપીયાનું કામ કરવાની લાયકાત ને મરજી બન્ને વસ્તુ પોતાનામાં હોવા છતાં હિંદુસ્થાન બે જ રૂપીયાનું કામ

કરી રહ્યું છે; તેને બે રૂપીયાનું જ કામ મળે છે. આવો મુલક કેમ કંગાળ ન થાય?

૬. જ્યાં સૂધી પરદેશી કાપડની લાલચ અને લત આપણને વળગી છે ત્યાં લગી આપણે રેંટીઓ દાખલ કરવા ને દાખલ કર્યા પછી ચલાવવા અધીરા નથી થતા. જો આપણે પરદેશી કાપડ ન પહેરવાની પ્રતિજ્ઞા લઇએ તો રેંટીયો ચલાવેજ છુટકો આમ રેંટીયો અને પરદેશી કાપડનો બહિષ્કાર અરસપરસ નિકટ સંબંધ ધરાવે છે. જેની જરૂર ન હોય તેની ગરજ આપણે ઓછી રાખીએ છીયે. રેંટીયાની જરૂર ઉત્પન્ન કરવી એ આપણો ધર્મ છે. તે વિના હિંદુસ્થાનની કંગાળીયત દૂર થાય જ નહિ. એવી અમૂલ્ય વસ્તુને છોડીને આપણે જે ભૂલ કરી છે તેનું પ્રાયશ્ચિત જેટલું કરીએ તેટલું ઓછું છે.

૭. જ્યાં સુધી ૧૯૦૦ માઈલની લંબાઇ અને ૧૫૦૦ માઈલની પહોળાઇવાળા વિશાળ ક્ષેત્ર પર પથરાએલાં ૭,૫૦,૦૦૦ ગામડાંવાળા હિંદુસ્થાનમાં રેંટીયો ચૂલાની જેમ સર્વ વ્યાપક ન થાય ત્યાં સૂધી હિંદુસ્થાન ફરી આબાદ થાય એ હું અસંભવિત માનું છું. કલાઇવના વખતમાં રેંટીઓ આપણે ચલાવતા હતા તે વાત સાચી છે. તે વખતે આપણે પરાધીન નહોતા બની ગયા પણ બનવાની શરૂઆત થઈ હતી. અને જેમ જેમ રેંટીઆનો ત્યાગ થતો ગયો તેમ તેમ આપણે પરાધીન બનતા ગયા અથવા આપણને અપંગ બનાવવામાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીને રસ વધતો ગયો.

૮. હિંદુસ્થાનને કોઇ મફત રાંધી આપે તોપણ જેમ ઘરના ચૂલા કહાડી નાંખવા પોસાય નહિ તેમજ રેંટીયો કહાડયો પોસાયો નથી. 'ચૂલામાં કેટલી ઉપાધિ! ઘેર ઘેર ચૂલા, ઘેર ઘેર અગ્નિ એ કેટલો અનર્થ! દરેક ગૃહિણીયે સવાર પડયું કે ધુમાડો જ ખાવો એ કેટલો અત્યાચાર!' એવી લલચાવનારી દલીલથી છેતરાઇ

આપણે ચૂલા કહાડી નાંખીયે ને ગામેગામ એક જ વીશીમાં રસોઈ કરી જમીયે તો? તો હિંદુસ્થાનનાં બાળકો વડે એને વિષે કોઈને પણ શંકા છે? ચૂલાનો નાશ અર્થશાસ્ત્ર કરે એ અનર્થવાદ છે. તેને અર્થશાસ્ત્રનું નામ પણ ન શોભે.

## पाठ १०५.—रेंटियाथी गौरक्षा.

મીસીસ પોલૉકે મને એક ચિત્ર મોકલ્યું છે. તેમાં એક એંસી વરસનો અંગ્રેજ મી० ગ્લેડીંગ રેંટીયા વતી ઉન કાંતે છે. આ ધંધો તેમણે વિનોદને ખાતર આટલી મોટી ઉમરે શરૂ કર્યો છે. આખો દહાડો, તે બુઢો વાતોમાં ન ગાળી શકે, આખો દહાડો બાઈબલ પણ ન વાંચી શકે, આટલી ઉમરે ઘરમાં રમાતી રમતો પણ શું રમે? વળી રમતમાં કોઈ સાથીને રોકવો જોઇએ. બધાને સાથી મળી નથી શકતા. ત્યારે જો કંઈક ઉપયોગી વિનોદ મળે તો સારૂં, એમ વિચારી આ બુઢાએ રેંટીયો પસંદ કર્યો હોવો જોઇએ.

૨. આ ચિત્ર મારે હાથ આવ્યું તે પહેલાં એક ગૃહસ્થ જે પ્રથમ કોઈ ઠેકાણે મોટો હોદ્દો ભોગવતા હતા તે આવ્યા. તેમનો વખત કેમે જતો ન હતો. આખો દહાડો માળા ફેરવવામાં તે નહોતા રોકી શકતા. કંઈક પણ પરોપકારી ધંધો જોઇતો હતો. મને તો વિચાર કરતાં તેમના શરીરને યોગ્ય એવો રેંટીયા વિનાનો બીજો ધંધો સૂજયો નહિ. મેં તેમની પાસે વિનયપૂર્વક સુતર કાંતવાની વાત કરી.

૩. ઘણાઓ કલબોમાં જઇ પાનાં કે બીલીયર્ડ રમે છે, તેથી તેઓ પોતાનાં મગજ તાજાં કરતા હશે કે નહિ એ વિષે મને શક છે. પણ તેઓ ઘેર જઇ સ્વચ્છ કોટડીમાં બેસી રેંટીયો ચલાવે તો

તેમાંથી જેટલો નિર્દોષ આનંદ ભોગવાય તેટલો પાનામાંથી નહિ જ મળે એમ મારી ખાત્રી છે.

૪. સર જોન લબકનો આરામ એક ઉપયોગી કામમાંથી બીજામાં પ્રવેશ કરવો એ હતો. તેનો વિનોદ કીડીઓની પ્રવૃત્તિનું અવલોકન કરવામાં હતો. લોર્ડ સોલ્સબરી રસાયણના પ્રયોગો કરીને વિનોદ મેળવતા. ગ્લેડસ્ટન્ લાકડાં કાપી આમની સભાનો બોજો હળવો કરતા. આવા ઉપયોગી આનંદોની જેટલી આપણને જરૂર છે તેટલી અંગ્રેજ પ્રજાને નથી.

૫. દેશમાં અનાજ નથી, વસ્ત્ર નથી, અથવા બન્ને બહુ મોંઘાં છે. દૂધ ઘીનો તો ઘણાને ત્યાગ કરવો પડે છે. તે અવસરે મુખ્ય ધર્મ આ બે વસ્તુ પેદા કરવામાં ને પૂરી પાડવામાં સમાઇ જાય છે. ભૂખ્યાનું પેટ ભરવું ને નાગાને ઢાંકયા પછી જ આપણે ખાઈયે, પહેરીયે, તેમાં દયા ધર્મનો સમાવેશ થઈ જાય છે. હું નમ્રતાપુર્વક સલાહ આપું છું કે તમારો બચતો વખત જો તમે ખેતર આદિમાં રોકાઇ શારીરિક બળ ન કરી શકો તો ખચીત રેંટીયો મેળવી સુતર કાંતવામાં રોકજો તેથી ધર્મ અને અર્થ બન્ને સચવાશે.

૬. બધી બહેનોનું શિયળ જાળવવાને સારૂ રેંટીઆની વાડ સૌથી સરસમાં સરસ છે. કદાચ કોઈ કહેશે કે ગરીબ બહેનોનું તો જાણ્યું પણ બીજીઓને રેંટીઆની સાથે શો સંબંધ છે? આપણામાં એક ભારે કહેવત છે, 'નવરો બેઠો નખ્ખોદ કહાડે.' હું જાતિ અનુભવથી કહી શકું છું કે આળસ, એટલે નવરા બેસવું એ, વિષયોને ઘણી સારી પેઠે પોષે છે. પૈસે ટકે સુખી એવી બહેનો પોતાનો વખત વાતોના ગપાટા મારવામાં કે એવી બીજી રીતે નકામો ગાળે તેના કરતાં કંઇક ઉપયોગી ધંધામાં ગાળે તો તેમનું મન, હાથ, પગ રૂડી રીતે રોકાય અને રેંટીઓ કાંતવાનો ધંધો કરે તો બેવડો ફાયદો થાય.

૭. એક બહેન થોડાજ દિવસ થયાં વિધવા થઇ છે. તેને રેંટીયાની પ્રવૃત્તિની ખબર પડી. સારા ઘરની એ બાઈ એક વર્ષ સુધી તો બહાર ન જ જઈ શકે. તેથી તેણે સૂતર કાંતવાનું કામ હાથ ધર્યું. છ દહાડામાં લગભગ અચ્છેર સૂતર ઝીણું કાંતીને મોકલી આપ્યું. તેની પવિત્ર આશા તો એવી કે પોતાના કુટુંબના કપડાં માટે પૂરૂં થાય એટલું સૂતર તો ખૂણો છોડે તે પહેલાં સહેજે કાંતી કહાડવું.

૮ હાથે કાંતેલું સૂતર દૂધની જેમ કિંમતી ગણાવું જોઇયે. રેંટીયો એ પણ એક પૂજનીય ગાય છે. ગાય વિનાનું ઘર જેમ ન શોભે તેમ રેંટીયા વિનાનું ઘર ન શોભે. નાનામોટા કોઇ ગાયને દોહવામાં હલકાઇ નથી માનતા તેમ નાનામોટા સર્વેએ રેંટીયો ચલાવવામાં હલકાઈ ન માનતાં ગૃહસ્થાઇ માનવી જોઇયે. ગાય તો કોઇ વેળા પાટુ મારે છે, ગાય ખાણ માગે છે. રેંટીયો તો એવો પરોપકારી છે કે તે પાટુ મારે જ નહિ; તેને ખાણ જોઇયે જ નહિ તેની પાસેથી ઉજળું દૂધ જેવું સૂતર તમારી ઈચ્છાયે લઈ શકો છો. ગાય પોતાની શકિત પ્રમાણે દૂધ આપેછે. રેંટીયો આપણી શકિત પ્રમાણે સૂતર આપે છે. રેંટીયાની રક્ષા એ પણ ગૌરક્ષા છે. રેંટીયાની રક્ષા કરનારે જેમાં તાણોવાણો બંને હાથના જ છે તેવી ખાદીનો જ ઉપયોગ કરવો ઘટે.

૯. રેંટીયાના ઉદ્ધાર વિના ગાયની રક્ષા લગભગ અસંભવિત થઈ પડી છે. હિંદુસ્થાનના ખેડૂતોની પાસે દ્રવ્ય નથી તેથી તેઓ પોતાનાં ઢોર વેચી કહાડે છે અથવા તેમને ભૂખે મારે છે. હિંદુસ્થાનના માણસો જેમ દુબળા છે તેમ તેમનાં ઢોર પણ દુબળાં છે, કેમકે હિંદુસ્થાનની હાલત દેવાળિયાની છે. હિંદુસ્થાન પોતાની મૂડી ઉપર નભે છે. તેની મૂડી દહાડે દહાડે ઘટતી જાય છે. હિંદુસ્થાનને પૂરતો પ્રાણવાયુ જ નથી મળતો તેથી તેનો શ્વાસ રૂંધાય છે. હિંદુસ્થાન ઓછામાં ઓછા ચાર માસ અનિચ્છાયે નિરૂદ્યમી રહે છે.

આમ જેને નિરુદ્યમી રહેવું પડે તેનો નાશ જ સંભવે. કરોડો માણસને પોતાનાં ખેતરોમાં પૂરણી રૂપે તો રેંટીયાનો જ ઉદ્યમ છે, બીજો નથી જ.

## પાઠ ૧૦૬.—ખાદી.

સ્વદેશી એ સમુદ્ર છે, મહાસાગર છે. તેના સહેજ પાલનથી દેશો તરી શકે છે. વ્યાખ્યામાં તે શબ્દ શોભે છે. પણ અત્યારે સ્વદેશી સમુદ્રમાં આપણે ઝંપલાવીયે તો ડૂબીયે તેમ છે.

૨. સ્વદેશીના નામે, કોઈ કહેછે, કે તેતો સ્વદેશી તાળાં બનાવશે કે લેશે, ચબનાં નહિ લે. કોઈ રાજેસ ચપ્પુ છોડીને ખાડાળું, નકટાનું નાકે ન કાપે, એવું ચપ્પુ પસંદ કરે છે અથવા નવાં બનાવવાનો પ્રયાસ આદરે છે. કોઇને સ્વદેશી કાગળ જોઈયે, કોઇને શાહી, કોઇને ટાંક તો કોઇને ટાંકણી. એમ દરેક પોતાની ઇચ્છા પ્રમાણે સ્વદેશી વસ્તુ માગી તેની ભાવનાને પોષે છે. પણ તેથી દેશનું કામ નથી થતું. આથી તો સ્વદેશીનું કામ ને નામ બંને બગડે છે.

૩. ઘર ચણનાર પ્રથમથીજ ઝરૂખા, ગોખ, બારીબારણાં, રાચરચીલું ગોઠવવા નથી માંડતો. પ્રથમ તો તે પાયો નાખે છે, પછી દીવાલો ચણે છે ને જયારે ઘાટ થઇ રહે ત્યારે તેને ઓપ શરૂ કરે છે. તેમજ સ્વદેશી રચનાનું છે.

૪. આપણે હવે સ્વદેશીનું રહસ્ય એટલે દરજજે સમજયા છીયે, તેનો વ્યાવહારિક ઉપયોગ એટલો જાણ્યો છે કે હવે તેનો ખરો ને વિશેષ અર્થ આપણને મળ્યો છે. સ્વદેશીને નામે આપણે આપણને આજ લગી છેતર્યાં, કંઇક ફેરફારો કર્યાં. સ્વદેશી એટલે દેશમાં થએલું કાપડ, એ પહેલું પગથીયું હતું. પછી જોયું કે પરદેશી સૂતરને દેશમાં વણ્યું હોય તે ખરૂં સ્વદેશી ન હોય, તેથી દેશને ઘણોજ થોડો લાભ થાય.

૫. બીજું પગથીયું એ થયું કે દેશની મીલમાં સૂતર કંતાયું હોય ને વણાયું હોય તો ચાલે. પણ વધુ અનુભવે જોયું કે

તેથીયે ધારેલો અર્થ નહોતો સરતો. તેનું ખરાબ પરિણામ એક એ આવ્યું કે મીલના કાપડનું દામ ખૂબ વધ્યું ને આપણને કાપડની તાણ પડે એવો સમય આવ્યો.

૬. ત્રીજું પગથીયું એ હતું કે સૂતર તો ભલે મીલનું હોય, પણ તે હાથે વણાય તો સરસ કહેવાય. આમાં પણ આપણને સ્વદેશીનો મર્મ નહોતો મળ્યો.

૭. હવે આપણે ચોથે પગથીયે શીખ્યા જણાઇએ છીયે કે સ્વદેશી એટલે હાથે કાંતેલા સૂતરની હાથે વણેલી ખાદી. આ વિના બીજું બધું ખોટું ને નિરર્થક છે.

૮. ખાદી એટલે રેંટીયો. રેંટીયા વિના ખાદી હોય જ ક્યાંથી? ખાદી એ સ્વરાજની જેમ આપણો જન્મસિદ્ધ હક છે ને કેવળ તેનોજ ઉપયોગ આપણી આજન્મ ફરજ છે તેથી અત્યારે આપણો વિશેષ અને સર્વોપરી ધર્મ ખાદી છે.

## पाठ १०७.—खादीनो उपयोग.

હું વણકર તરીકે કહું છું કે રોજના આઠ કલાક હાથની શાળ ઉપર કામ કરતાં માણસ જરૂર એક રૂપીઓ પેદા કરી શકે. કેટલીક બહેનોને કામ ધંધો નહિ મળતો હોવાથી બહાર મજુરી કરવા જવું પડે છે. આપણી બહેનોને કાંકરા ફોડવા, અને માટીના ટોપલા ઉચકવા જ્યાં કોઇ લુચ્ચાઓને હાથે કદાચ તેમના શીયળનો ભંગ થવાનો પણ સંભવ છે ત્યાં મોકલવા આપણામાંથી કોણ તૈયાર છે? તેમને ઘેર બેઠે ધંધો મળે તો તેઓ હરગીઝ આ કામ કરવા નહિ જાય. આવો ધંધો સૂતર કાંતવાનો અને વણવાનો છે. તે આબરૂદાર ધંધો છે, સ્ત્રીઓનું શીયળ સચવાય, દેશની આબાદી વધે અને લોકમાં તેજ આવે એવું ઈચ્છતા હો તો તેનું પાલન કરો.

૨. મારાં ખાદીનાં પેરણુ જેમ પહેરૂં છું તેમ સુંવાળાં લાગે છે, તેનાં ધોતીઆં પણ મને તો ભારે નથી પડતાં ને હવે સંચાનાં ધોતીઆં પહેરવાં મને વસમાં લાગે છે. મને તો તેમાં ધર્મ જણાય છે.

૩. આ બધી ખાદી કેમ બને છે? તેનું સુતર ઘણે ભાગે ગરીબ બહેનોએ કાંતેલું હોય છે. તેમાં તો કેટલીકની જીંદગી ખરાબ હતી તે મટી હવે સારી થઇ છે, અથવા તો તે બહેનો કંઇ ધંધો નહોતી કરતી તેને બદલે હવે કંઈ નહિ તો દિવસનો એક આનો પણ કમાતી થઇ ગઈ છે. તેટલામાં પોતાના ઘરનું શાક લઇ શકે છે, પોતાના છોકરાને સારૂ દુધ લઇ શકે છે. જે એક આનો મુંબઇમાં ફેંકી દેવાય છે તે એક આનો ગામડામાં ચાર આનાની ગરજ તો સારે છેજ. એ ખાદીના વણનારા પોતાનો વણાટનો ધંધો છોડી બેઠા હતા અથવા તો છોડવાની તૈયારીમાં હતા તે છે. ખાદીની ખપતમાં, લાખો ગરીબ માણસોએ, પોતાને ઘેર બેઠાં પ્રમાણિકપણે વકરો મેળવવાની શક્તિ ધરાવી.

૪. ખાદીમાં હું બહુએ કળા જોઉં છું. મારા અને બીજાઓના જાતિ અનુભવે હું કહી શકું છું કે કેલીકો કે જે ઉનાળાના પસીનાથી આપણા શરીરને ચોંટી જાય છે તેના કરતાં ખાદીમાં પસીનો ચૂસી લેવાની શક્તિ રહેલી છે. એ વધારે ઉપયોગી અને વધારે સારી છે. ખાદી કેલીકોના કરતાં વધારે સુંદર છે કેમકે તેમાં આત્મા રહેલો છે. કાપડને વિષે વ્યક્તિત્વનું આરોપણ થઇ શકતું હોયતો ખાદીમાં વ્યક્તિત્વ રહેલું છે એમ કહી શકાય. ખાદીની પ્રત્યેક ક્રિયાના કરનાર કોણ છે એ જાણવું હોય તો આપણે જાણી શકીએ છીએ.

૫. ખાદીમાં કાંઈકે કારીગરી રહેલી છે. એવું કેલીકોને વિષે નથી એમ આપણે જોઇ શકીશું. જેમ ઝાડનાં બે પાત્રાં કેવળ

સરખાં હોતાંજ નથી તેમ હાથે કાંતેલા સૂતરની હાથે વણેલી ખાદીના બે તાકા કેવળ સરખા તો હોય જ નહિ. કોઇ ચિતારો બે એક સરખાં ચિત્રો ચિતરતો નથી તેમ ખાદીનો બનાવનાર પણ બે કેવળ એક સરખા તાકા બનાવતો નથી. કેટલાકને તો આ વાત શોકજનક જણાશે. કેટલાક એમ માનતા હશે કે એકજ પ્રકારનું ન ઓળખી શકાય એવું કરોડો વાર કપડું હોય અને કરી શકાય તો જ સારૂં.

૬. આવી યંત્રતા એ જગતમાં કેટલીક વેળા ઉપયોગી હોય છે. પણ યંત્રતા એ કળાને નામે કોઇ દિવસ ઓળખાઇ નથી. ખાદીમાં જે કળા રહેલી છે તે સંચાની બનાવટમાં નથી. આપણે સ્વદેશી વસ્તુઓને વિષે અણગમો પેદા ન કર્યો હોત તો ખાદીમાં રહેલી કળાજ અંકાત. સ્કૉટલેંડમાં સ્કૉટલેંડની સ્ત્રીઓએ તૈયાર કરેલી ઉનની 'ટવીડ' આજ પણ સંચાની બનેલી કરતાં વખણાય છે. તેના ખરબચડાપણામાં જે શોભા અને જે ગરમી છે તે સંચાની બનેલી લીસી બનાતમાં નથી. એ સ્કૉટલેંડના ઉમરાવોના હાથની બનેલી ટવીડ 'ફેશનેબલ' કળાવાળી ગણાય છે તેથી બનાતના કરતાં તેના વધારે દામ મળેછે.

૭. હિંદુસ્થાનને કમનશીબે હાથની બનાવેલી ખાદી એ તો હલકાઓનેજ પહેરવાની ગણાઈ, કળા વિનાની ગણાઈ, તેની કીંમત કોઈ કરતું નહીં અને ખાદીના વણનારને ભાગ્યે આઠ આના રોજ પડી શકતા. જે દેશમાં આવો અવળો ન્યાય છે તે દેશમાં કળાની પરીક્ષાની શી આશા રાખવી ? તે દેશમાં ભુખમરો કેમ ન હોય ? આ દેશમાં આજ સૂધી હાથની કારીગીરીને માન નહોતું. ધનાઢયો યુરોપમાં સાંચામાં બનેલા ચકચકિત માલથી મુગ્ધ થઈ તેમાં કળાનું આરોપણ કરી બેઠા હતા તેથી તેમના ઘરોમાં, તેમના પહેરવેશમાં હિંદુસ્થાનની કારીગરીને કયાંયે ઉત્તેજન જેવું નહોતું.

૮. સુરતના કલેકટર સાહેબે એક વખતે સ્વદેશીની ટીકા કરતાં મને કહ્યું કે "મારી ડ્રૉઇંગ રૂમ તું જો, તેમાં સ્વદેશી કારીગરીને કેટલું ઉત્તેજન છે એ તું જો, તેમાં કેટલી કળા છે એ જો; અને તેની સરખામણી તારા ધનવાન મિત્રોના ઘરની સાથે કર. પછી સ્વદેશીને કોણ વધારે ઉત્તેજન આપે છે તે મને કહે." આ વચન ખરાં હતાં અને તે સાંભળી હું ઝંખવાણો પડયો હતો. મારી દૃઢ માન્યતા છે કે હાથે વણાએલી ખાદી પહેરવામાં હિંદુસ્થાન જ્યારે માન સમજશે ત્યારે ખાદીમાં રહેલી કળાને સારૂ, ખાદીના સારા દામ આપશે, ત્યારે હિંદુસ્થાનનો ભુખમરો જશે અને ગરીબો જેને અનાજનાએ સાંસા છે તેને ત્યાં પૂરું અનાજ આપણે જોઈશું.

૯. ખાદીના કોટ, ખાદીના અંગરખા, ખાદીનાં કપડાં મને તો સુશોભિત લાગે છે. ખાદીના બીજા અનેક ઉપયોગો છે. ખાદીનાં દફતર બને, ખાદીના ઝુલા બને, ખુરશી કોચ વગેરેને ખાદીથી મઢી શકાય. રંગેલી ખાદીની મોટી જાજમો બને, ખાદીના ચંદરવા બને ખાદીના જે જે કદના જોઇએ તે તે કદના રૂમાલો બનેં. ખાદીનાં ગરણાં, ખાદીની કોથળીઓ, ખાદીની ખોળ, ગલેફ વગેરે અનેક પ્રકારની ઉપયોગી વસ્તુઓ બની શકે.

## पाठ १०८.—सभ्यता.

સભ્યતા, વિનય, નમ્રતા, આ ગુણોની ઉપર એટલો બધો ઓછો ભાર મૂકાય છે કે કેમ જાણે તેની આપણા ચારિત્ર્ય ઉપર કંઈ અસર જ ન પડતી હોય. કોઈ માણુસ સ્થૂલ બ્રહ્મચર્ય પાળે તો એ બાજીરાવ બનીને સહુને વગોવે ને ધમકાવે અને આપણે તેની અસભ્યતાને દુઝણી ગાયની પાટુની જેમ સાંખી લઇયે છીયે. તેમ જ જો કોઈ માણુસ સાચા બોલો હોય તો તેને આખાબોલો થવાનો ઇજારો આપણે આપીયે છીયે. અને જે ખાદી

પહેરતો થયો તે ખાદી ન પહેરનારની ઉપર કટકની માફક ચડી આવી શકે. તે જ રીત જે સવિનય ભંગ આદરે તે તેને પોતાની વર્તણુકમાં અવિનય વાપરવાની રજા મળ્યા જેવું કરીને બેસે છે.

૨. આ અસભ્ય સેનાના નાયકો, નથી બ્રહ્મચારી, નથી સત્યવાદી, નથી ખાદીવાદી કે નથી સવિનયભંગી; આ ચારે જણ પોતપોતાની પ્રતિજ્ઞાથી એટલા બધા વેગળા છે, જેટલી ઉત્તર દિશા દક્ષિણથી. જયાં વિનય નથી ત્યાં વિવેક નથી અને જયાં વિવેક નથી ત્યાં કંઇ જ નથી, એમ કહી શકાય. વિશ્વામિત્રની તપશ્ચર્યા જયાં સૂધી તે વિનય ન શીખ્યો ત્યાં સુધી અધુરી ગણાઇ. વિનય ને નમ્રતા એ શાંતિની નિશાની છે. અવિનય ને ઉદ્ધતાઈ અશાંતિસૂચક છે.

૩. વિનય વાપરવો એટલે ખોટી ખુશામત કરવી એવો અર્થ કોઈ નહિ કરે, એવી ઉમેદ રાખુ છું. વિનય વાપરવો એટલે આપણે આપણો ધર્મ છૂપાવવો એમ પણ નથી. વિનય વાપરવો એટલે આપણા પોતાના ધર્મ પર ચુસ્ત રહેતા છતાં બીજાના પ્રત્યે આદરભાવ રાખવો. હું તિલક કરૂં એટલે તિલક ન કરનારની મશ્કરી ન કરૂં. હું પૂર્વ ભણી પ્રાર્થના કરૂં એટલે પશ્ચિમ ભણી નિમાજ પઢનાર મુસલમાન ભાઈનો તિરસ્કાર ન કરૂં. મને સંસ્કૃત ઉચ્ચાર ન આવડે તેથી અરબ્બી ઉચ્ચારને વખોડી ન કહાડું. ખાદીવાદી પોતાની ખાદીની ટોપી પહેરતો છતો સોલા હેટ પહેરનારની પ્રત્યે સહનશીલતાને પ્રેમ બતાવી શકે છે. ખાદીથી લદાએલો માણસ જો પરદેશી કપડાં પહેરનારને ગાળ ભાંડવા મંડી જાય તો તે પરદેશી કપડાંનો મોટો પ્રચાર કરનારો નીવડવાનો.

૪. જો આપણે ખાદીવાદીઓ આખા હિંદુસ્થાનને ખાદી પહેરતું કરી મૂકવા ઇચ્છતા હોઇયે તો આપણે ધીરજથી પરદેશી કપડાં વાપરનારને સમજાવવા જોઇશે. પરદેશી કપડાં ગમે તેટલાં વખોડીયે, પણ તે પહેરનારની સાથે તો મહોબતથી જ વરતીયે.

મરકી ભૂંડી છે, પણ મરકીથી પીડાતાનો ત્યાગ કરીએ તો આપણને પણ મરકીનો ચેપ લાગવાનો સંભવ છે. આપણે રોગનો નાશ ઇચ્છીયે, રોગીનો કદી નહિ. પરદેશી કપડાં પહેરવાં એને આપણે રોગ માનીએ છીએ, તો તે રોગથી પીડાતાની આપણે સેવા કરીયે. પરદેશી કપડાં પહેરનાર આપણને કાં રોગી ન માને? ભલે માને. તેમ છતાં જો આપણે એકબીજાની સેવા જ કર્યા કરીશું તો કોઇને કોઇ દિવસે જેનું અજ્ઞાન હશે તે બહાર આવશે. એમ નહિ કરીયે તો ધર્મ અને અધર્મનો ભેદ આપણને કદી નહિ જણાય.

૫. જ્યાં હુંપદ છે ત્યાં અવિનય ને ઉદ્ધતાઈ છે. જ્યાં હુંપદ નથી ત્યાં સભ્યતાની સાથે જ સ્વમાન છે. હુંપદવાળો શરીરનું અભિમાન રાખે છે. સ્વમાન જાળવનાર આત્માને ઓળખી તેની જ ચિંતા કરે છે, ને તે પાછળ શરીરને ગાળી નાંખવાને તૈયાર રહે છે. સ્વમાનના પૂજારી આ જગત્માં બધાની સાથે મિત્રભાવથી વર્તે છે, કેમકે તેને પોતાના માન જેટલું જ સહુનું માન પ્રિય લાગે છે. તે બધામાં પોતાને અને પોતામાં બધાને જુએ છે, બીજાની જોડે પોતાને મૂકે છે. અહંકારી બધાથી અતડો રહે છે ને પોતાને બધાનો ઉપરી માની જગતનો કાજી થવા જતાં જગતની પાસેથી પોતાની હલકાઈનું માપ કઢાવી લે છે.

૬. જેમ લાલાજી પંજાબના સિંહ તેમ દેશબંધુ ચિત્તરંજનદાસ બંગાળના. દેશબંધુદાસનો કેસ કોરટમાં ચાલ્યો ત્યારે તેમની ખાદીથી, તેમની સાદાઈથી, આકર્ષાઈ, વકીલો માત્રથી ઉભા થયા વિના ન રહેવાયું. થોડાજ માસ પહેલાં એ તો બંગાળાના વકીલોમાં શીરોમણી હતા. વકીલો કાં ઉભા ન થાય? તેમને બેસવાને ખુરશી આપી. તેમણે ખુરશીની વિનય પૂર્વક ના પાડી. "મારે ખુરશી ન જોઇએ." આખો વખત તેઓ પીંજરામાં ઉભા રહ્યા. ખુરશી તેમની આગળ મુકાઈ પણ તેમણે ઉપયોગ ન કર્યો.

# અઘરા શબ્દોના અર્થ.

## પાઠ ૧.

અદાલત=કચેરી
એકરાર=કબુલાત
મુખ્યત્વે=ખાસ
મુકદ્દમો=ફરિયાદ
ચુસ્ત=ખરેખરો
રાજનિષ્ટ=રાજને વફાદાર
સહકારી=અનુમતે રહી કામ કરનાર
કટ્ટો=પૂરેપૂરો
રાજદ્રોહી=રાજ્યનો દુશ્મન
અસહકારી=સહકારી નહિં તે
આરોપ=તહોમત
જાહેર જીવન=પ્રજાહિત માટેનું જીવન
વિષમ=મુશ્કેલ
સંજોગો આસપાસની સ્થિતિ
દુર્વર્ત્તન=ગેરવ્યાજબી વર્તણુક
રાજતંત્ર=રાજનો કારભાર
હાડેતો=અંદરખાનેથી
સ્વેચ્છાપૂર્વક=પોતાની ઇચ્છા મુજબ
બોઅર યુદ્ધ=દક્ષિણ આફ્રીકામાં બોઅર લોકો સાથેની અંગ્રેજોની લડાઈ
સલ્તનત=રાજ્ય
હસ્તી=હયાતી
અર્પણ કરી=આપી
માવજત=સારવાર
સ્વયંસેવકો=રાજી ખુશીથી સેવાનું કામ કરનાર ઉમેદવારો.
ટુકડી=ટોળી
લેડી સ્મીથ=લડાઇની જગ્યા (ટ્રાન્સવાલમાં છે)
સંખ્યાબંધ=પુષ્કળ
દર્મ્યાન=વેળાએ
ઝુલુ બળવો=દક્ષિણ આફ્રીકામાં ઝુલુ લોકોનો બળવો
ડોળીવાળા=પાલખીમાં માણસ બેસાડી ઉચકી લઇજનારા
શમતાં સુધી=શાંત થતા સુધી
ખરીતાઓ=દસ્તાવેજો
લૉર્ડ હાર્ડીંજ=સને ૧૯૧૧ થી ૧૯૧૬ સુધી હિંદુસ્થાનના વાઇસરૉય
કૅસરેહિંદ=હિંદનો કૅસરી (વાઘ)
સુવર્ણ પદક=સોનાનો ચાંદ
એમ્બ્યુલન્સ=સારવાર કરનારી
યુદ્ધ પરિષદ્=લડાઇના સંબંધમાં વિચાર કરવા મળેલી સભા
લૉર્ડ ચેમ્સફર્ડ=સને ૧૯૧૬ થી ૧૯૨૧ સુધી હિંદના વાઇસરૉય
ભરતી=દાખલ કરવું તે
રંગરૂટો=લશ્કરમાં જોડાનાર માણસો
સમાનતા=સરખાપણું

## પાઠ ૨.

રૉલેટ એક્ટ=હિંદના સ્વમાનને હણનાર રૉલેટ નામનો કાળો કાયદો
ઝુંબેશ=લડત
કાંડ=પ્રકરણ
જલીયાંવાલા=અમૃતસરનો એક પડતર જમીનનો નાનો સાંકડો ટુકડો
અવધિ=હદ
અકથનીય=ન વર્ણવી શકાય તેવા
તુર્કી=યુરોપનાં બધાં ખ્રિસ્તી રાજ્યોમાં ટકી રહેલું એક મુસલમાની રાજ્ય, જ્યાંના સુલતાન મુસલમાન ધર્મનો ખલિફા ગણાય છે.
ઇસ્લામ=મુસલમાની ધર્મ
કોલ=વચન
લક્ષણ=ચિન્હ
અમૃતસર મહાસભા=સને ૧૯૧૯ની સાલની આખરમાં ભરાયલી ઈંડીયન નેશનલ કોંગ્રેસની બેઠક
મોંટેગ્યુ=એ હિંદી પ્રધાન હતા (વિલાયતમાં)
ઝઝૂમો=ખૂબ મહેનત કરી.
યુગ=લાંબો સમય
સુચક=સુચવનાર
ખિલાફત=ખલિફાના સંબંધને
સફેદો ફેરવવો=ઉપર ઉપરથી સારું દેખાડવું
પેન્સનો=વર્ષાસનો
ખજાનો=ભંડાર
ઇનામ અકરામ=ખુશીની ભેટ સોગાદો
એનાયત કરવું=આપવું
દિલનો પલટો=અંતઃકરણ બદલાવું તે
તદબીર=યુક્તિ
રાજદ્વારી=રાજ્યને લગતી
નિઃશસ્ત્ર=હથિયાર વિનાનું
હુમલાખોર=બળવો કરનાર
પેઢીઓ=વંશો

## પાઠ ૩.

નાદાર=નબળું
જીવાદોરી=જીવવાનો આધાર
ગૃહ ઉદ્યોગ=ઘેર રહી થતી મહેનતવાળો હુન્નર
નિષ્ઠુર=દયા વિનાનો
અમાનુષી=માણસને ન છાજે એવા
અર્ધ પેટે=અરધી ભૂખે
આમ પ્રજા=સામાન્ય માણસો
મૃતપ્રાય=મુડદાં જેવી
ભાળ=ખબર
ક્ષુદ્ર=તુચ્છ
મુડીદારો=પૈસાદારો
દલાલી=મહેનતાણું
નીતારી=(તારવી) નીચોવી
વિતંડાવાદ=(બકવાદ) ખોટો વાદવિવાદ
અહેવાલો=વીગતો

માયાવી=બનાવટી
કોષ્ટકો=કોઠા
પૂરાવો=સાબીતિ
હાડપિંજર=લોહી અને માંસ વિનાનું શરીર
નરી=ખુલ્લી
તટસ્થ=પક્ષપાત રહિત
યુરોપીઅનો=યુરોપના રહેવાશીઓ
ચિતાર=વર્ણન
રંગ પૂરણી=રંગ પૂરેલો
અતિશયોકિત=હોય તેના કરતાં વધારે બતાવવું તે

## પાઠ ૪.

સંગીન=ચોક્કસ
પ્રગતિ=ઉન્નતિ
થથરાવી મુકવું=અતિશય બીવરાવવું
અદૃશ્ય=ન દેખાય તેવી.
કાર્ય પ્રકૃતિ=કામ કરવાની ટેવ
પશુબળ=હથિયાર બળ
વ્યવસ્થિત=ધોરણસરનું
પ્રતિકાર કરવાની=બદલો આપવાની
આત્મ રક્ષણ=બચાવ.
નપુંસક=શૌર્ય વિનાની
પામરતા=તુચ્છતા
કારભારી=કામ કાજનો ભાર જેના ઉપર છે તે
આત્મવંચન=પોતાને ઠગવું તે
નાગરિક=ગામનો વાસી
રૂપરેખા=ખોખું, સાર
અંગત=પોતાને
વ્યક્તિગત=અમુક માણુસ પ્રત્યે
લોપ=નાશ
અહોભાગ્ય=સારાં નશીબ
મર્દાનગી=વીરતા
દંભ=ખોટો ડોળ

## પાઠ ૫.

બુરાઈ=હલકાઈ
નેકી=સારાપણું
પ્રદર્શિત=જાહેર
પૃથા=રીવાજ
નિઃશેષ=પુરેપુરો
વસ્તુતઃ=ખરૂ જોતાં
હિતકર=લાભદાયી
અસ્વાભાવિક=સ્વભાવે નહી તેવું
હીંસાવૃત્તિ=મારવાનું વલણ

## પાઠ ૬.

તત્વ=ભાવાર્થ
અનાદિકાળ=લાંબા વખતનું
સત્યાગ્રહી=સત્યનો આગ્રહ કરનાર અને એ મુજબ વર્તનાર
સિદ્ધાંત=સાબીત થયેલો નિયમ
આચરણ=પાળવું તે
ગુઢ=છુપી
અંતરાય=મુશ્કેલી

ઘર્ષણ=ઘસાવું તે
વૈરભાવ=દુશ્મનાવટ

**પાઠ ૭.**

પશુ જીવન=પશુ જેવુ જીવન
મુક્ત=છુટાં
રૂઢી=પડી ગયેલો રીવાજ
ચલણી=રૂપીઆની માફક ચલણમાં હોય તેવા
વિમૂખ=દૂર
સંપૂર્ણતાએ=પુરેપુરૂં
વશ=તાબે
સંપ્રદાય=મત

**પાઠ ૮.**

શસ્ત્ર ક્રિયા=હથિયારની વિધિ
વૃત્તિ=વલણ
જ્ઞાનપૂર્વક=જાણીને
ઇષ્ટ=ઇચ્છવા યોગ્ય
વિરોધી=વિરૂદ્ધ વર્તનવાળો
પ્રશંસા=વખાણ
પ્રચલિત=ચાલુ
સચોટ=બંધ બેસે તેવો
પ્રધાન પદ=મુખ્ય પદ
પ્રચાર=ફેલાવો
અડગ=ડગ્યાસિવાય; નિશ્ચલ
સહ્ય=સહન થઇ શકે તેવાં
લોક લાગણી=પ્રજા મત
પ્રયોગ=ઉપયોગ

**પાઠ ૯.**

તારા=પાણીમાં તારનાર
કહાણી=કહેવત
હંગામો=હુમલાઓ
નભી=ટકી રહી
અધ્યાત્મિક=આત્મિક
ઘાતક=વિનાશ કરનાર
અજીતતા=નહિં જીતી શકાય તેવો ગુણ
સનાતન=જુના વખતનું

**પાઠ ૧૦.**

બાહિત=બહારના
આરંભ=શરૂઆત
આદર્શ=અનુકરણ કરવા યોગ્ય
સર્વમાન્ય=બધાઓને પસંદ પડે તેવું
અપ્રસન્નતા=અરૂચી
અતિ=ઘણા
નિર્દોષ=દોષ સિવાયના
પૂર્ણ રૂપમાં=સંપુર્ણપણે
વિવાદ=ચર્ચા
આદર્શો=લક્ષ્યો
પરિવર્તન=ફેરફાર
નિરંકુશ=અંકુશ સિવાયનું
વ્યક્તિતંત્ર=એક વ્યક્તિથી ચાલતું તંત્ર
લડાયક=લડવાના
પશ્ચિમ=યુરોપ–અમેરિકા
પૂર્વ=એશીયા (જાપાન, ચીન, ઇરાન, અફઘાનીસ્થાન, હિંદુસ્થાન વિ.)

પરાજય=હાર
સર્વોત્કૃષ્ટ=સર્વથી સારૂ
અક્ષર જ્ઞાન=લખવા વાંચવાનું જ્ઞાન
સામાન્ય=એક સરખું
જીવન કલહ=જીવવા માટે થતા કલેશ
બળાત્કાર=જબરાઈ કરવી તે
સહન શિલતા=સહન કરવાનો ગુણ
અપૂર્ણતા=ખામીઓ
અંશે=ભાગે

## પાઠ ૧૧.

આપ ભોગ=પોતે સહન કરવું તે
પૂર્વે=પહેલાં
પુરૂષાર્થ હિન=નપુંસક
અધમ દશા=હલકી સ્થિતિ

## પાઠ ૧૨.

ખંડન=ભંગ
હકીકતમાં=ખરૂં જોતાં
રાજ્યપદ=ગાદી
મુનસફી=મરજી
પ્રયોગ=અખતરો
નિરાદર કરતાં=માન ન આપતાં
સરે છે=પાર પડે છે
અનીશ્વરી=ઇશ્વરને ન માનનારી

## પાઠ ૧૪.

લગની=ધૂન
લવરી=બકવાટ
દિન=ધર્મ
જેલ=કેદખાનું, તુરંગ

## પાઠ ૧૫.

ઝાંખપ=હીણપદ
શાશન=શિક્ષા
ઉન્નતિ=ચડતી
આહુતી=આપભોગ
બરદાસ=સેવા
રેઢીયાળ=નબળાં, ખરાબ
મનોબળ=મનની શક્તિ
અસાધારણ=હંમેશાં ન બનતા હોય તેવા
લાજમ=યોગ્ય

## પાઠ ૧૬.

આળ પંપાળ=વધારે પડતી આસના વાસના
દરોગા=તુરંગના અધિકારી
બાકીટ=મેલાંની ટોપલી

## પાઠ ૧૭.

આઝાદ=સ્વતંત્ર
પ્રતિષ્ઠા=ઇજ્જત
અવગણના=હલકી ગણત્રી, અપમાન
સમુદાય=ટોળા
નેતા=આગેવાન
અભય દાન=નિર્ભયતા આપવી તે

## પાઠ ૧૮.

સાધ્ય=ધારેલી
દૈવી=સારી, દેવના જેવી
આસુરી=રાક્ષસના જેવી, ખરાબ
ઘોર=અંધારી
કસોટી=પરીક્ષા
સત્તાધિશ=સત્તાવાળા
નેક=ભલા
સાદર=વિનય પૂર્વક
નિરાદર=ઉલ્લંઘન
કાળક્ષેપ=વખત ખોવાપણું
પરિસીમા=હદ

## પાઠ ૧૯.

નીરો=ઘાતકી
દીન=ગરીબ
અક્ષર ગણિત=કક્કાના અક્ષરોના સાધન વડે ગણવાનું શાસ્ત્ર
સર્વવ્યાપક=બધે ફેલાઈ જાય તેવી
મહોર=છાપ
સ્વતઃ=પોતાની મેળે
આત્મ=પોતાની
વિપરીત=ઉલટું
દારૂણ=ભયંકર
કાર્ય રેખા=કામ કરવાની યોજના
ધપ્યા=વધ્યા

## પાઠ ૨૦.

અવલોકન=બારીકાઈથી જોવું તે
પરસ્પર=એક બીજા સાથે
વિરોધ=મળતાં ન થવું તે
તાલીમ=કેળવણી
અવકાશ=જગ્યા
ત્યાજય=તજવા લાયક
બળિદાન=ભોગ
કૃપણ=કંજુસ
કંકણરૂપ=તકલાદી
આયુધો=હથિયારો, સાધન
સુક્ષ્મ=ઝીણી
વિક્ષેપો=વાંધાઓ, કજીયાઓ
પ્રાચીન=જુનું
ક્ષય=નાશ
અચળ=દૃઢ
સૌંદર્ય=ખુબસુરતી
સંતાનો=છોકરાં
સામગ્રી=સાધનો
અલૌકિક=નવાઈ પમાડે તેવું,
સાત્વિક=ઉચ્ચ, દૈવી

## પાઠ ૨૧.

ઉદર=પેટ
કોલાહલ=કજીયા ટંટા
એશિયાટિક=હિંદુસ્થાન,ચીન,જાપાન, ઈરાન, અફઘાનિસ્થાન વિ૦ પૂર્વના દેશોની.
ટાણે=વખતે
સહાનુભૂતિ=મદદ
સુર=અવાજ

અત્યુત્તમ=ઘણો ઉંચો
વિમુખ=ઉલટું
દરિદ્રતા=ગરીબાઈ
આવશ્યક=જરૂરી
મિશ્રિત=મેળવેલુ

### પાઠ ૨૨.

ફલિભૂત=ફતેહમંદ
હૃદય ગ્રાહ્ય=અંતઃકરણમાં ઉતરે તેવું
ચિરકાળ=લાંબો વખત
બાહ્ય=બહારનું
આંતરિક=અંદરનું
સ્વયંસિદ્ધ=પોતાની મેળે સાબિત થતું
ઝાંખી કરવી=જાણવું

### પાઠ ૨૩.

યમ=નિયમ
નિયમાનુસાર=નિયમ પ્રમાણે
પ્રતિકાર=ઉલટા વર્તીને
પિતાસદૃશ=પિતાના જેવું
સ્મિતપૂર્વક=હસતા ચહેરે
નિશ્ચિતતા=અડગપણું
સજ્જન=સારો માણસ
દાંભિકો=દંભ રાખનારા
અધ્યાપક પ્રવર=મુખ્ય શિક્ષક
નિખાલસ રીતે=ખુલ્લા દિલથી

### પાઠ ૨૪.

પ્રદેશ=જગ્યા
અગાધ=ઉંડો
અનુદાર=સંકુચિત
મર્યાદિત=હદ વાળા
શબ્દશઃ=શબ્દે શબ્દ
આદર્શ=લક્ષ્યબિંદુ
દૃષ્ટિ ગોચર=નજરે પડે તેવું
માનસિક=મનની
વ્યથા=ચિંતા
નેમ=ધારણા
તોલન=મુકાબલો
આશ્રિત=ની મદદે રહેલ

### પાઠ ૨૫.

વિશિષ્ટ=ઉંચામાં ઉંચા
કામ=વિષય

### પાઠ ૨૬.

સ્વાદેન્દ્રિય=જીભ
નિગ્રહ=વશ રાખવું તે.
પાશવવૃત્તિ=તુચ્છ ઇચ્છા, પશુ વૃત્તિ
હોસ્ટેલ=જમવા રહેવા માટેનું મકાન
સ્વામિત્વ=માલિકી
માદક=ભારે
ન્યાસ=ફરજ
કોટિ=પંક્તિ
લંપટ=અતિશય લાલચું
સંસ્કૃતિ=સારા સંસ્કાર

### પાઠ ૨૭.

અસમાનતા=સરખાપણું નહિં તે
વ્યક્તિઓ=માણસો

વ્યવસ્થિત=ઠીક ગોઠવાયલું
અપરિગ્રહવ્રત=ધન મિલ્કત ન રાખવાનું વ્રત

## પાઠ ૨૮.

પરિચિત=માહિતગાર
નિપુણતા=હુશિયારી,
અનુપમ=ઉપમા ન આપી શકાય તેવું
યાત્રાળુ=જાત્રા કરનાર

## પાઠ ૨૯.

પર્યટન=મુસાફરી
ઝકડાઈ=સપડાઇ
સુબદ્ધ=સારી રીતે બાંધેલા
મૌન=ચુપ રહેવું તે
સંપત્તિ=દોલત
ઐહિક=આ દુનિયાનું

## પાઠ ૩૦.

અસ્પર્શ્ય=અડકવું નહિ તે
જીવનચક્ર=જીવનનો ફેરો
ઉદ્ભવી=ઉત્પન્ન થઈ
અક્ષંતવ્ય=માફ ન થઇ શકે તેવું

## પાઠ ૩૧.

બળશાળી=કૌવતવાળી
આંદોલનો=હીલચાલો

## પાઠ ૩૨.

અતિશયતા=હદથી વધારેપણું
અધોગતિ=પડતી
સદ્ભાવ=સારો ભાવ
અંગરૂપી=જરૂરી

## પાઠ ૩૩.

નગાત્મક=મૂળના અભાવવાળા, નકારાત્મક
જીવન્ત=જીવતા
ભાવાત્મક=મૂળ, ભાવ પ્રમાણે અર્થ વિચારતાં
અનહદ=હદ વગરનું
ઔદાર્ય=ઉદારતા
વિશ્વવ્યાપી=આખી દુનિયામાં ફેલાઈ રહેલો
ક્રિયાત્મક=કરવાપણું છે તે, જેમાં
ભયાગ્રસ્ત=ભયમાં રહેતા
ભીરુતા=ડર, ભય
સૈનિક=યોધ્ધો
ચસ્તો=ખસતો
હતાશ=નિરાશ
તત્પરતા=તૈયારી
તોપચી=તોપ ફોડનાર

## પાઠ ૩૪.

વાસ્તવિક=યોગ્ય
શસ્ત્રબંધ=શસ્ત્ર સજી તૈયાર થયેલો
પરાભવ=હાર
શિલ=શિયળ, બ્રહ્મચર્ય
પ્રચારક=ફેલાવનાર
અનુયાયિ=અનુસરનારો
તૃપ્ત=સંતુષ્ટ
પારલૌકિક=બીજી દુનિયાનું

ચિંતામણી=ચીંતવે તે મળે તેવું
યથાર્થ=બરાબર
ઉદાત્ત=ઉચ્ચ

### પાઠ ૩૫.

નિકટની=નજીકની
ન્યૂનતા=ઓછપ, ઉણપ
પરંપરા=ચાલતી આવેલી રૂઢી
સહિષ્ણુ=સહન કરી લેનાર
ધર્માન્તર=ધર્મની ફેરબદલી
ધર્માંધ=ધર્મ ઘેલા
અપરિહાર્ય=નહિં તજવા યોગ્ય
સ્પષ્ટિકરણ=સ્પષ્ટ કરવું તે, ચોખવટ

### પાઠ ૩૬.

શબ=મુડદું
અગ્નિ સંસ્કાર કરવો=બાળવો
પ્રજા સત્તાક=પ્રજાની સત્તાવાળો
અન્યથા=બીજી કોઈ રીતે
વિસ્તૃત=વિસ્તારવાળું, મોટું
અઘટીત=અયોગ્ય
પ્રતિનિધિ=બીજાની વતી કામ કરનાર
અંતરાય=ભેદ
માતૃભાષા=પોતાની ભાષા
વિષય માત્ર=દરેક વિષય

### પાઠ ૩૭.

આર્થિક=પૈસા સંબંધી
ઐાદ્યોગિક=ઉદ્યોગવાળું
બૅાયકૅાટ=બહિષ્કાર
અર્થશાસ્ત્રી=નાણાશાસ્ત્રી
આયાત=આવક, ખરીદી
વમળ=ચક્કર
સ્થાનિક=તેજ જગ્યાનું
નિકાશ કરવું=બહાર મોકલવું

### પાઠ ૩૮.

લૅાર્ડ કર્ઝન=હિંદુસ્થાનનો વાઈસરોય હતો.
કડક=પુષ્કળ, સખત
લક્ષ્ય=ધ્યેય

### પાઠ ૩૯.

પ્રથક્કરણ=ખુલાસો
જીવન રેખા=જીવનના નિયમો

### પાઠ. ૪૦.

ભવ્ય=મહાન
ભૂતકાળ=ગયો સમય
તદનુસાર=તે પ્રમાણે
વર્તમાન=ચાલુ સમય
નેકટાઇ=ગળે બાંધવાની પટી
શીખા=ચોટલી
આલેખાઇ=અંકાઇ, ગણાઇ
ફીલ્ટ=પહેરવેશ
વિનોદ=હાસ્ય, આનંદ
આશય=હેતુ
વિગુણ=ગુણ રહિત
સ્વનુષ્ઠિત=મન પસંદ
ગુણપૂરિત=ગુણોથી ભરેલું
અર્વાચીન=હાલની

સંસ્કૃતિ=સંસ્કાર
રાજસી=રજોગુણવાળી
તામસી=ક્રોધી
ભોગ પ્રધાન=જેમાં ભોગ ભોગવવા એ મુખ્ય છે તેવી
ઉપકરણો=સાધનો
આધ્યાત્મિક=આત્મા સંબંધીની
હરણમાં=લઈ લેવામાં
દૈનિક=દરરોજની
અપરિહાર્ય=નહિં ત્યજવા યોગ્ય

### પાઠ ૪૧.

કૃતિ=કામ

### પાઠ ૪૪.

અવગણના=તિરસ્કાર
રૂણી=દેવાદાર
પ્રોત્સાહન=ઉત્તેજન
મનુષ્યકૃત=માણસોએ કરેલી
સકારણ=કારણ સહિત

### પાઠ ૪૫.

આજીવિકા=ગુજરાન
ધૃષ્ટતાજ=ખોટું
સત્વ=વીર્ય, શૌર્ય
અકારણ=નકામું
ઉપર્યુકત=ઉપર કહેલાં

### પાઠ ૪૬.

મુમુક્ષુ=મોક્ષની ઈચ્છાવાળા
વ્યાયામ=કસરત
સંપત્તિ=ધન
નિવાસસ્થાન=રહેવાનું ઠેકાણું
તીર્થ ક્ષેત્ર=જાત્રાનું મથક
બરબાદ=નકામો
તીવ્ર=તીક્ષ્ણ
શીઘ્રતાથી=જલદી

### પાઠ ૪૭.

રહસ્ય=ભાવાર્થ, તત્વ
સ્વેચ્છાચાર=મરજી મુજબ વર્તન
મિથ્યા=ખોટું
શુષ્કતા=રસહીનતા, નીરસપણું
શુન્યતા=ચેતન ન હોય તેવું
પઠન=અભ્યાસ કરવો તે
ચિંતન=વિચારણા
કોહીનુર=હીરો
વિશુદ્ધ=પવિત્ર
યાચી=માગી
સંહાર=નાશ
ધૃષ્ટતા=બેઅદબીપણું
સંશયાત્મા=સંશયવાળો

### પાઠ ૫૦.

સદી=લાંબો કાળ
વિવિધ=જુદી જુદી
સાક્ષરો=વિદ્વાનો
પકવ=પાકી
અપભ્રંશ=બગડેલી
બાલ્ય=બચપણ

## પાઠ ૫૧.

સ્તબ્ધ=અજાયબ.
નવીનતા=નવાઈ
વિકાશ=ખીલવણી
પ્રભુતા=નિપુણતા
લાભાલાભ=ફાયદા ગેરફાયદા

## પાઠ ૫૨.

અપારતા=પાર ન પમાય તેવી બાબતો
આશ્રયે=મદદ વડે
પરિભાષા=મળતી ભાષા
સાનંદાશ્ચર્ય=આનંદ સાથે અચંબો
અસીલ=ઘરાક
દુભાષીઆ=તરજુમો કરનાર
ધોધ=મોટી ધાર
અનાદર=અસ્વિકાર
દ્વીભાષી=બે ભાષા જાણનાર
સંપાદન=મેળવવું
મનોયત્ન=મહેનત
યત્નકારી=પ્રયત્ન કરનાર
ઉત્કૃષ્ટ=ઉંચી
સુબોધ=સારો ઉપદેશ
શોધક=શોધનાર

## પાઠ ૫૩.

હાજતો=જરૂરિયાતો
સંગ્રહ=કોઠાર
અંકગણિત=આંકવડે ગણવાનું શાસ્ત્ર
વિજ્ઞાન=રસાયન, યાંત્રીક શાસ્ત્ર વિ.
ખગોળ=ગ્રહ તારાનું શાસ્ત્ર
પૃથક્કરણ=જુદા પાડવું તે
આક્ષેપ=દોષ

## પાઠ ૫૪.

મુત્સદી=કાયદાબાજ
અવકાશ=નવરાશ
ક્ષત્રિય=યુદ્ધની
અનાયાસે=અણધાર્યું
સંગીત=ગાયન શાસ્ત્ર
વીરરસવાળું=શુરાતન પુરે એવું
ધ્વનિ=અવાજ
બેસુરા=ખરાબ સુરવાળા
ફુટબોલ=પગ વડે દડી રમવાની રમત
તાલબંધ=એકદમ

## પાઠ ૫૫.

સ્થાન=દરજ્જો
પ્રાથમિક=શરૂઆતની
સામાન્ય=એકજ
અધિષ્ટાતા=અધિકાર ભોગવનાર
વ્યય=વ્યવસ્થા
વિધાતા=નસીબને દોરનાર
શિક્ષિકા=શિખવનારી
અપૂર્વ=સરખામણી ન થઈ શકે તેવી
સ્થાનભ્રષ્ટ=પોતાનું કર્તવ્ય મૂકી બીજાનું કરે તે
દંપતી=સ્ત્રી પુરૂષ બન્ને
ટાઇપીસ્ટ=યંત્ર વડે પત્ર વ્યવહાર છાપી લખનાર
ઘટના=ગોઠવણી

**પાઠ ૫૬.**

અલોપ=દેખાવ બહાર
ગૃહિણી=સ્ત્રી
વિષયનું પાત્ર=ભોગનું સાધન
સહચરી=સાથે રહી સલાહ આપનાર
અર્ધાંગના=પોતાની સ્ત્રી
ગંવાર=અનાજ
તાડનકે=મારવાના
અધિકારી=લાયક
ક્ષેપક=ઘુસી ગયેલો
વિષયાંધ=વિષય ભોગવવામાં આંધળા
આભૂષણો=ઘરેણાં વસ્ત્રો
ગોષ્ટિ=વાતચીત
ઉદ્‌ગારો=હૃદયના ભાવો
બાહ્યોપાધિ=બહારની ઉપાધિઓ
પ્રવેશિત=દાખલ
જડતા=શરીરને સર્વસ્વ માનનાર
પ્રસવ=જન્મ આપવો તે
કંપારી=ત્રાસ

**પાઠ ૫૭.**

સાહિત્ય પ્રેમી=વિદ્યા વિલાસી
ઉન્નતિકાળ=ચડતી
પ્રભાવ=સુંદરતા

**પાઠ ૫૮.**

ડિગ્રી=પદવી
સૃષ્ટિ સૌંદર્ય=કુદરતની ખુબી
પીઢ=ભણેલા
ઉત્તીર્ણ=ફત્તેહમંદ
ભગીરથ=ભારે
ટ્રસ્ટ=ભંડોળ

**પાઠ ૫૯.**

ક્ષણિક=ટુંક વખતની
સામ્રાજ્ય=મોટું રાજ્ય
ઉચિત=યોગ્ય
એસ્પેરેન્ટો=બધા દેશોની એક ભાષા

**પાઠ ૬૦.**

દેવનાગરી=બાળબોધી
વાસ્તવિક=ખરી
સંગમ=જોડાણ

**પાઠ ૬૧.**

પ્રયોગ=ઉપયોગ
દરવાનગી=નોકરી
ઇતર=બીજા
સમસ્ત=બધા
સંજ્ઞા=નિશાની
વર્તમાન=ચાલુ
પરિચય=સંબંધ

**પાઠ ૬૨.**

નિઃસત્વ=નમાલું
વાહન=સાધન
વસ્તુતત્વ=સાર
અપરિચિત=અજાણ્યા

**પાઠ ૬૩.**

પુરાણી=જુની
ઉદ્‌ભવેલી=ઉત્પન્ન થયેલી

પ્રચાર=ફેલાવો
કાળક્ષેપ=વખત ગાળવો
ધુરભંગ=વિધુર
આહુતિ=ભોગ
હેતુસર=ખાસ કારણે
સંસ્કારી=ચારિત્રવાન

### પાઠ ૬૪.

અવનતિ=અધોગતિ
અલિપ્ત=દુર
કાર્ય રેખા=કામ કરવાના નિયમ
સ્મૃતિકારો=સ્મૃતિ લખનારાઓ
આક્ષેપો=ટિકાઓ
ન્યૂનતા=ત્રુટીઓ

### પાઠ ૬૫.

કટાક્ષો=કડવાં વેણો
અવલોકન=નિરિક્ષણ
વિનોદમાં=હસતાં
કરૂણા રસ=જેમાં શોક અને દયાનો ભાવ રહેલો છે તે
સમર્થન=ટેકો
સૂક્ષ્મતાએ=ઝીણવટથી
કુડી=ખરાબ
જડ=અક્કલ વિનાના
પ્રથા=રિવાજ
પશ્ચિમ=પાછળ

### પાઠ ૬૬.

આચરણની રેખા=વર્ત્તણુંકના નિયમો
ભટ્ટ મેક્ષમુલર=યુરોપના જાણીતા સંસ્કૃત વિદ્વાન જેમને ભટ્ટની પદવી હિંદે આપી હતી

વિકટ=મુશ્કેલ
પ્રૌઢતા=ગંભીરાઇ
અદકેરૂં=વિશેષ

### પાઠ ૬૭.

ધૂર્ત=ઠગ
પ્રીતીભોજન=ખુશાલીનું જમણ
માનનીય=માન આપવા લાયક
પૂરિત=ભરેલો
સ્વચ્છંદ=મરજી માફક વર્તવું તે
કટિબધ્ધ=કેડ બાંધીને સામા

### પાઠ ૬૮.

જાતિભેદ=જુદી જુદી જાતિ
સ્થુળરૂપે=ઉપર ઉપરથી
વિરોધ=વાંધો
સંયમ=મનોનિગ્રહ
નિષ્કારણે=વગર કારણે
શૌચ=જંગલ જવું
અસ્વસ્થતા=બેચેની
આડંબર=ડોળ

### પાઠ ૬૯.

અચુક=ચોક્કસ
પ્રતિબંધ=અટકાવ
પંક્તિ=દરજ્જો
વરવધુ=સ્ત્રી પુરૂષનું જોડું
પ્રથા=રીતિ
શંકરતા=કજાતતા
બ્લ્યુ બ્લડ=આશમાની લોહી

મૂળ તત્વ=સિદ્ધાંત
ઇન્દ્રિયદમન=વિકારો શાંત પાડવા તે
ભાવી=ભવિષ્યના
કર્તવ્ય=ફરજ, કરવાનું
લય=નાશ
વિશિષ્ટ=ઉંચામાં ઉંચું
ચારિત્રબળ=ઉંચું વર્તન

### પાઠ ૭૦.

આત્યંતિક=સંપૂર્ણ, છેવટનું
અનુભવસાગર=વિશાળ અનુભવ
નીતરી આવેલું=પરિણામ રૂપે આવેલું
યુગે યુગે=લાંબા લાંબા વખતને અંતરે
પ્રધાન=મુખ્ય
પ્રવૃત્તિઓ=હિલચાલો
શિથિલતા=મંદતા
શુષ્ક=રસ વિનાની
અવલંબીને=આધારે
દ્રષ્ટાએ=નજરે જોનાર
અમર=હમેશ ટકી રહે તેવી

### પાઠ ૭૧.

કાર્યકારી=કામ કરનાર
મંડળ=સભા
પરિષદ્=કોઈ બાબત ઉપર મસલત કરવા ભેગા મળેલા માણસોનો સમુહ
ધર્મબદ્ધ=ધર્મથી બંધાયેલો
પરિસીમા=હદ
કર્મભૂમિ=કાર્યક્ષેત્ર
દિવ્યાસ્ત્ર=દૈવી હથીઆર, આત્મબળ
હૃષ્ટપુષ્ટ=મજબુત બાંધાનો
ખસુસ=ખાસ
દયામય=દયાથી ભરેલા
પ્રત્યક્ષ=જોઈ શકાય એવું
ઉપદ્રવ=હેરાનગતિ
વિશુદ્ધ=સરસ, ઉમદા
ગુપ્તપ્રવેશ=છુપા બાળ જન્મ

### પાઠ ૭૨.

અંતિમ–છેવટનું
તપશ્ચર્યા=તપ
ભિષ્મ=મોટી, અઘરી
કસાઇખાના=કતલખાના
આંદોલન=હિલચાલ

### પાઠ ૭૩.

સ્ફુરશે=ઉત્પન્ન થશે
નમાજ=મુસલમાનોની પ્રાર્થના
ખુન=લોહી
એખલાસ=સંપ
મોહોબત=મિત્રતા
પ્રબંધ=નિયમ
ઓલાદ=વંશ

### પાઠ ૭૪.

સફળતા=ફતેહ
રેખા=હદ

### પાઠ ૭૫.

ભૌતિક=શારીરિક અથવા દોલતની
પ્રગતિ=વધવું તે
નૈતિક=નીતિની
ક્ષણો=પળો
અપેક્ષા=જરૂર
આદેશ=સિદ્ધાન્ત
પ્રતિપાદન=પુષ્ટિ
સર્વસામાન્ય=બધે લાગુ પડતો
ઉદાહરણો=દાખલાઓ
અર્વાચીન=હાલના

### પાઠ ૭૬.

બુદ્ધિપુર્વક=સમજીને
દરિદ્રતા=ગરીબાઇ
તેજસ્વિતા=તેજ, પ્રકાશ
ઉદ્ધાર=મોક્ષ
ઇહ=આ
ઇતર=બીજા
અવતરણો=ઉતારાઓ
નિમિત=કારણ ભૂત
સંપન્ન=ઉન્નત

### પાઠ ૭૭.

નેમ=લક્ષ્ય
પ્રતિકુળ=માફક ન આવે તેવું
શ્રી=લક્ષ્મી, પૈસો
વિરોચ=જડવાદ
ઉન્મત્ત=છકેલા
નેતાઓ=આગેવાનો
ઉલ્લેખ=વર્ણન

### પાઠ ૭૮.

પ્રમાણભૂત=સાબીત કરેલ
નિરીક્ષણ=અવલોકન
અપરિપકવ=કાચી
સંસ્કૃતિ=સુધારો
સામ્રાટ=બાદશાહ
ભોગ પ્રધાનવાદ=જેમાં ભોગ ભોગવવા એ મુખ્ય વાત છે એવો મત
ઋજુતા=સરળતા

### પાઠ ૭૯.

સહકારિતા=અરસપરસ મદદ કરવાપણું
આડંબર=ડોળ
મહાજન=વેપારી વર્ગ, સાહુકાર
વસ્તુસ્થિતિ=ખરી હકીકત

### પાઠ ૮૦.

કર્તવ્ય વૃત્તિ=ફરજ બજાવવાની ઇચ્છા

### પાઠ ૮૧.

અનાયાસે=વગર માગ્યે
ખસુસ=ખાસ કરીને
એબ=ખામી

### પાઠ ૮૨.

સમસ્ત=બધા

### પાઠ ૮૩.

અલ્પમતિ=ટુંકી બુદ્ધિ
અનિષ્ટ=નહિં ઇચ્છવા જોગ

સાર્વજનિક=સર્વને માટે
લોક શિક્ષણ=પ્રજાને શિખવવાનું
સારાસાર=સારૂં અને ખોટું

### પાઠ ૮૪.

મદીરા=દારૂ
સીડીસ્યસ=રાજદ્રોહી
રાઈટીંગ=લખાણુનો
એકટ=કાયદો
ડીફેન્સ ઓફ ઇંડીયા=હિંદુસ્થાનના બચાવનો
દ્વિ અર્થ=બે અર્થ
શ્રેયસ્કર=કલ્યાણકારક

### પાઠ ૮૬.

મુદ્દલ=મુડી
આયતો=કલમો
દામદુપટ=મુડી જેટલું વ્યાજ

### પાઠ ૮૭.

સંડોવાતી=સપડાતી

### પાઠ ૮૮.

મહિમા=કીર્તી
સરજી રેપા=સિદ્ધિ લીટી
પ્રત્યક્ષ=દેખાય તેવી
મહત્વ=અગત્યનું
કાલ્પનિક=કલ્પેલું, મનમાંથી ઉભું કરેલું
વિલાસ=ભોગ
મર્યાદિત=હદમાં
વર્ધની=વધારવાની
દુઃસહ=ખરાબ, સહન ન થઇ શકે તેવું
શરાબ=ઝેરી વસ્તુ, દારૂ
અપરિમિત=હદવગરની
અકાળ=યોગ્ય ઉમર પહેલાં
સંતાન=છોકરાં
વર્તન=વર્તણુંક
વસ્તુપાઠ=દાખલો
મિતાહારી=જરૂર જેટલુંજ ખાનારો
અલ્પાહારી=થોડું ખાનારો
પ્રવૃત્ત=જોડાવું
ક્ષીણ થવું=ઘસાવું
મિષ્ટાન્નો=મીઠાં જમણ

### પાઠ ૯૦.

વૈધવ્ય=વિધવા સ્થિતિ
બળાત્કારે=મરજી વિરૂદ્ધ, જબરાઇથી
ગુંચવાડા=મુશ્કેલ સવાલો
પ્રાતઃસ્મરણીય=પ્રભાતમાં યાદ કરવા યોગ્ય
કોચ=આરામ લઇ શકાય તેવી લાંબી ખુરશી

### પાઠ ૯૧.

પત્નિવૃત્તા=ફક્ત એકજ સ્ત્રી પરણનારા
અનુકરણ=જોઇને કરવું તે, નકકલ કરવી
શાબ્દિક=શબ્દો વડે, બોલીને

ઘરભંગ=સ્ત્રી ગુજરી જતાં
સ્મરણ=યાદગીરી
મૈત્રી=દોસ્તી
દેહપાત=શરીર પડવું, મરણ
ભસ્મ=બળી જવું
વિષયાગ્નિ=વિષયના બળતામાં

## પાઠ ૯૨.

પ્રતિકુળ=ઉલટાં, માફક ન આવે તેવાં
પ્રજોત્પત્તિ=વંશ વધારવો તે
વિષયાસકત=વિષયમાં લપટાએલ

## પાઠ ૯૩.

સનાતની=જુના વખતનો
અવતાર=ભગવાનનો જન્મ
પુનર્જન્મ=બીજો જન્મ
વર્ણાશ્રમ= જુદા જુદા વર્ણોના
વૈદિક=વેદમાં કહેલા
અણઘડ=નહી ઘડેલા
લૌકિક=લોકોએ કરેલા
અનાસ્થા=અશ્રદ્ધા
અપૌરૂષેય=મનુષ્યોએ ન બનાવ્યાં હોય તેવાં,
ઇશ્વર પ્રણિત=ઇશ્વરે કહેલાં
નિષેધ=નકાર, આચરવા ના પાડવી
અસ્તવ્યસ્ત=ઢંગધડા વિનાનું
એકમેવા દ્વિતિયમ=એકજ
અસ્તિત્વ=હયાતિ
ક્ષણિકતા=થોડા વખતમાં નાશ પામે તેવી સ્થિતિ

## પાઠ ૯૪.

પરંપરા=પેઢી દર પેઢી
વિડંબના=અવગણના
વર્ણાંતર=બીજા વર્ણનાની સાથે
રોટી વહેવાર=ખાવા પીવાનો સંબંધ
બેટી વહેવાર=લગ્ન, કન્યા લેવા દેવાનો સંબંધ
ચાતુર્વર્ણ્યે=ચારે વર્ણોએ ભેગા મળીને
પ્રકૃતિ=સ્વભાવ
રક્ષણ શકિત=રક્ષા, બચાવ કરવાની શકિત
વાણિજ્ય બળ=વેપાર બળ
પરંપરાગત=પરંપરાથી ચાલતા આવેલા
સંસ્કાર=સારા આચાર વિચાર
જ્ઞાનધન=જ્ઞાન રૂપી દોલત
શકિત સંચય=શકિત એકત્ર કરવી તે
ઝીણવટ ભર્યા=ઝીણા
અરૂચી=ગેરમરજી, અપ્રીતિ
દમન=દમવું, દુઃખ દેવું તે
મર્યાદિત=હદ બાંધેલા
અનિવાર્ય=જરૂરના
ત્વરિત=તાત્કાળિક, જરૂરી
વિધિનિષેધ=વ્યવહારમાં મના કરેલ તે
માદક=કેફી

સારસર્વસ્વ=બધો સાર
ચુસ્તતાપુર્વક=હઠથી, ટેકપૂર્વક

## પાઠ ૯૫.

વિકાસક્રમ=ખીલવણીનું ધોરણ
ચેતન સૃષ્ટિ=ચૈતન્ય ગુણવાળાઓની દુનિયા
આત્મીયતા=બધા જીવો એકજ આત્મા છે એવો ભાવ
દેવભાવ=પૂજ્યભાવ
કામધેનુ=ઇચ્છા પ્રમાણે દેનાર
આધાર સ્થંભ=ટેકો
મૂર્તિમંત=નજરે જોવાય તેવી, તાદૃશ્ય
કવિતા=સંગીત
મૂકસૃષ્ટિ=મુંગા પ્રાણીઓની દુનિયા
દૃષ્ટા=જોનારા
નિરાળું=જુદું
અમાનુષ=મનુષ્યપણાને ન છાજે તેવા
બેહુદો=વિચિત્ર, અયોગ્ય
સ્વરશુદ્ધ=હ્રસ્વદીર્ઘ પણ બરાબર શુદ્ધ એવા
બિરાદરો=ભાઇઓ
મહોબ્બત=દોસ્તી

## પાઠ ૯૬.

અટૂટ=કદી તુટે નહી એવી
મમતા=મારાપણું
અર્ણવ=સમુદ્ર
વ્યાકુળતા=અધિરાઈ
આવશ્યકઅંગ=જરૂરી ભાગ
સાત્વિક=શાંત
ઉપાસના=ભક્તિ
ઉદર=પેટ
વિભૂતિઓ=શક્તિઓ
દેવ દાસીઓ=દેવને અર્પણ થયેલી કન્યાઓ
મુરલીઓ=દેવને અર્પણ થયેલી કન્યાઓ
કાળી=માતાનું નામ છે
નિર્ગુણ=ગુણ રહિત
અનુચિતપણે=નહિ ઇચ્છા છતાં
ઉદાત્ત=શ્રેષ્ઠ, ઉત્તમ

## પાઠ ૯૮.

જરી પુરાણો=ઘણો જુનો
નીયત=દાનત
જાન નિસારી=દેહ આપવા તૈયાર

## પાઠ ૯૯.

હાર્દિક=અંતઃકરણની
નિકંદન=નાશ
લજ્જાસ્પદ=લજાવનારો
કૃત્રિમ=બનાવટી
મુકાબલો=સરખામણી
નિર્મળ=મેલ વિનાનો, ચોખ્ખો
બેલી=મદદ કરનાર

## પાઠ ૧૦૦.

અધર્મ્ય=ધર્મ વિરૂદ્ધ
સંગ્રામ=યુદ્ધ
અક્ષરાર્થ=અક્ષર પ્રમાણે અર્થ
દંડ=સજા
શુદ્ધાર્થ=ખરો અર્થ, શુદ્ધ અર્થ
અવેસ્તા=પારસીભાઇઓનું ધર્મશાસ્ત્ર
જાતિગત=પોતાને લગતો
મૃદુ=મીઠી, કોમળ
દાવાનળ=સળગતું વન
રૈરવ=નામનું સાતમું નર્ક

## પાઠ ૧૦૧.

પજવે, કનડે=હેરાન કરે
કાજી=ન્યાય આપનાર

## પાઠ ૧૦૨.

વિદેશી=દેશનું નહી તે, પરદેશી
સંન્યાસી=ત્યાગી
છંદ=અપલક્ષણ

## પાઠ ૧૦૩.

પુંજી=મુડી
અર્થસંગ્રહ=પૈસો એકઠો કરી રાખવો તે
લોક કલ્યાણ=પ્રજા હિત

## પાઠ ૧૦૫.

જમીન દોસ્ત=પાયમાલ
દેવાળીઓ=મુડી કરતાં દેવું વધારે જેનું તે
પ્રાણવાયુ=જીવવા માટે જરૂરી હવા
અનિચ્છાએ=ઇચ્છા વિના

## પાઠ ૧૦૬.

મર્મ=છુપોભેદ
આજન્મ=ચાલુ જીંદગીની

## પાઠ ૧૦૭.

હરગીઝ=નક્કી, જરૂર
વકરો=વેચાણ
યંત્રતા=યંત્રવડે કરેલું કાર્ય
ટવીડ=ગરમ કાપડ
ફેશનેબલ=સરસ, મનમોજી
મુગ્ધ=મોહિત
ડ્રોઇંગ રૂમ=આદર સત્કાર કરવાનું દીવાનખાનું

## ૧૦૮.

સ્થુલ=મોટું
સોલાહૅટ=ઇંગ્રેજી ટોપી
હુંપદ=હુંપણું, અભિમાન

# શુદ્ધિપત્રક.

| પાઠ | પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૪ | ૬ | ૬ | અતિશ્યોકિત | અતિશયોકિત |
| ૮ | ૧૪ | ૧ | વત્તિ | વર્ત્તિ |
| ૧૦ | ૧૭ | ૯ | એલે | એટલે |
| ૧૩ | ૨૧ | ૨ | સત્યગ્રહીની | સત્યાગ્રહીની |
| ,, | ,, | ૧૫ | જીયા | જીત્યા |
| ,, | ,, | ૧૮ | શરત | સરત |
| ૧૪ | ૨૪ | ૧૬ | પવત | પર્વત |
| ૧૮ | ૩૧ | ૫ | તમાં | તેમાં |
| ,, | ,, | ૧૪ | આપની | આપણી |
| ૧૯ | ૩૨ | ૯ | અતશિયોકિત | અતિશયોકિત |
| ૨૮ | ૪૮ | ૯ | નિપુર્ણતા | નિપુણતા |
| ૩૫ | ૫૮ | ૨ | ખરૂં કે છે | ખરૂં છે કે |
| ૬૦ | ૧૦૮ | ૧ | ઉદુ | ઉર્દુ |
| ૬૩ | ૧૧૩ | ૧ | સ્ત્રીવગ | સ્ત્રીવર્ગ |
| ૬૫ | ૧૧૭ | ૧ | દ્રાપદિ | દ્રૌપદિ |
| ૬૮ | ૧૨૪ | ૪ | શોચ | શૌચ |
| ૭૨ | ૧૩૩ | ૩ | આપણુ | આપણે |
| ૭૪ | ૧૩૫ | મથાળું | હિંદ | હિંદનું |
| ૭૬ | ૧૩÷ | ૧૫ | સવસ્વ | સર્વસ્વ |
| ૭૮ | ૧૪૩ | ૧૨ | પૂવે | પૂર્વે |
| ,, | ,, | ૨૧ | લાધે | લીધે |
| ,, | ૧૪૪ | ૨ | ધામિક | ધાર્મિક |
| ૯૨ | ૧૭૧ | મથાળું | બાળવધ ભા. ૧ | બાળવધ |
| ૮૬ | ૧૫૮ | મથાળું | દેણાનું | દેવાનું |
| ૯૪ | ૧૭૭ | ૧૫ | વિંડબના | વિડંબના |
| ૯૫ | ૧૮૯ | ૨૦ | અકય | ઐકય |
| ૯૮ | ૧૮૫ | ૨૦ | ગણુા | ગણુાય |
| ,, | ૧૮૯ | ૧૧ | અકય | ઐકય |